స્વ. રા.બા. કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા-પુષ્પ ૧લું

# અખો

(તેનું જીવન, તત્ત્વચિંતન, અને તેના સમયનો સમાજ)

વ્યાખ્યાનકર્ત્તા

રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ.,

પ્રસિદ્ધકર્ત્તા

સ્વ. રા. બા. કમળાશંકર પ્રાણશંકર
ત્રિવેદીવ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિના મન્ત્રી
પ્રો. મોહનલાલ પાર્વતીશંકર દવે
એમ. એ, એ્લ્. બી.



ઇ. સ. ૧૯૨૭

સોલ એજન્ટ
એમ. સી કોઠારી બુકસેલર, રાવપુરા,-વડોદરા.

સુરત, ચૌટાના પૂલ ઉપર આવેલા "સુરત સિટિ" પ્રિન્ટિંગ
પ્રેસમાં વજેરામ માનસિંહે છાપ્યું.

કિંમત ૨-૦-૦. આવૃત્તિ ૧લી

# સ્વ. રા. બ. કમળાશંકર પ્રાણશંકર
# ત્રિવેદીસ્મારક ફંડનો અહેવાલ.

### સ્વ. રા. બા. કમળાશંકરવ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિના હાલ સભ્યો

૧. મિ. ફિરોજશા જે. તાલેયારખાન, રિટાયર્ડ ડિસ્ટ્રિક્ટ જજ્જ, (પ્રમુખ).
૨. રા. બા. ચંદ્રવિધાનંદ એસ. પંડ્યા, રિટાયર્ડ આસિ. સેક્રેટરિ, સેક્રેટરિયટ, મુંબઈ (ઉપપ્રમુખ).
૩. પ્રો. મોહનલાલ પી. દવે (મંત્રી)
૪. પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી.
૫. રા. સા. ઇશ્વરલાલ પ્રા. ખાનસાહેબ
૬. મિ. મંચેરશા પી. કેકોબાદ
૭. ડૉ. કેરસુખ પી. હોરા
૮. રા. રા. રાજેન્દ્ર સો. દલાલ, જે. પી., મુંબઈ
૯. રા. રા. વ્યોમેશચન્દ્ર જે. પાઠકજી.

**સ્મારક ફંડના ટ્રસ્ટીઓનાં નામઃ—**

૧. સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજી
૨. પ્રો. મોહનલાલ પી. દવે
૩. રા. રા. વૃન્દાવન સી. જાદવ
૪. સરદાર ઇશ્વરદાસ જગજીવનદાસ સ્ટોર

**ફંડની શરૂઆતઃ**—તા. ૨૨-૮-૧૯૨૫ને દિને નગીનચંદ હોલમાં સાંજે ૫ વાગે સુરતના શહેરીઓની એક જાહેર સભા ડિસ્ટ્રિક્ટ જજ્જ મિ. કે. બી. વાસુદેવ સાહેબના પ્રમુખપદ નીચે મળી હતી, તેમાં સ્વર્ગસ્થના અવસાનને માટે દિલસોજીનો ઠરાવ પસાર કરવામાં આવ્યો તે ઉપરાંત સ્વર્ગસ્થના માનમાં યોગ્ય સ્મારક ઊભું કરવાને માટે એક સ્મારક સમિતિ નીમવામાં આવી હતી.

તે સમિતિએ ~~નીચે મુજબ નાણાં ઉઘરાવ્યાં~~ હતાં અને તેનો નીચે

પ્રમાણે ઉપયોગ કરવા ઠરાવ નાણું ભરનારાઓની સભાએ તા. ૧૫મી મે ૧૯૨૬ને રોજ કર્યો હતો.

ઠરાવઃ—રા બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીવ્યાખ્યાનમાળા સ્વર્ગસ્થના માનમાં નીચે પ્રમાણે વ્યાખ્યાનમાળા સ્થાપવામાં આવે છે.

૧ સદ્‌ગતના સ્મારક તરીકે કોઈ પ્રતિષ્ઠિત વિદ્વાન્ પાસે ગુજરાતી અથવા સંસ્કૃત વાઙ્મયને લગતા કોઈ એક વિષય પર દર વર્ષે બે વ્યાખ્યાન અપાવવાં.

૨ આ વ્યાખ્યાનોની સઘળી વ્યવસ્થા કરવા નીચેના નવ સભ્યોની એક વ્યવસ્થાપક સમિતિ બનશે. તેમાંનો કોઈ પણ કોઈ કારણસર સભ્ય થતો બંધ પડે તો બાકીના સભ્યોએ તેની જગા પૂર્યા પછી કામ કરવું.

૧ મિ. પીરોજશા જે. તારાપોરખાન (પ્રમુખ)
૨ પ્રો. મોહનલાલ પી. દવે
૩. પ્રો. અતિસુખશંકર કે. ત્રિવેદી
૪. રા. રા. ઇશ્વરલાલ પ્રા. ખાનસાહેબ
૫ મિ. મંચેરશા પી. કેકોબાદ
૬ રા. બ. ચંદ્રવિદ્યાનંદ એસ. પંડ્યા
૭ ડૉ. કરસુખ વી. હોરા
૮ રા. રા. રાજેન્દ્ર સો. દલાલ
૯ રા. રા. વ્યોમેશચન્દ્ર જે પાઠકજી (મન્ત્રી)

આ સમિતિ કોઈ પણ કામ તેઓમાંના ઓછામાં ઓછા ત્રણ સભ્યોની સંમતિથી કરી શકશે. વ્યાખ્યાનકર્તાની પસંદગી માટેની સભાની ખબર દરેક સભ્યને ઓછામાં ઓછા સાત દિવસ પહેલાં મન્ત્રીએ કરવી અને તે સભા રવિવારને દિવસેજ બોલાવવી.

૩ (અ) વ્યાખ્યાનોનો સમય વ્યવસ્થાપક સમિતિ નક્કી ઠરવે તે રાખવો.
(આ) વ્યાખ્યાનો હમેશાં સુરતનાં રા. બા. નગીનચંદ હોલમાં કરાવવાં.
(ઇ) દરેક વ્યાખ્યાનને દિવસે વ્યાખ્યાનને સમયે સદ્‌ગતની હોલમાં મૂકેલી છબી પર અવશ્ય ફુલનો હાર ચઢાવવોજ જોઇએ, ને તેમ કરવું તે વ્યવસ્થાપક સમિતિના મન્ત્રીની ફરજ રહેશે.

૪ પ્રતિવર્ષ વ્યવસ્થાપક સમિતિ વ્યાખ્યાનની જાહેરાત વ્યાખ્યાનમાળાને સમયથી ઓછામાં ઓછી ૭ મહીના અગાઉ આપશે, ને વ્યાખ્યાનને માટે અરજી કરનારી વ્યક્તિઓ વ્યાખ્યાનમાળાના મુદ્દાઓ રજુ કરશે. તે મુદ્દાઓ તથા અરજી કરનારાઓની લાયકાત ધ્યાનમાં લઈ વ્યવસ્થાપક સમિતિ વ્યાખ્યાનકર્તા પસંદ કરશે.

૫ વ્યાખ્યાનો સદ્દગતના નામને શોભે એવી કોટિનાં કરાવવાની વ્યવસ્થાપક સમિતિએ કાળજી રાખવી.

(અ) સાધારણ રીતે ગુજરાતી ભષામાં એ વ્યાખ્યાનો અપાવવાનીજ ગોઠવણ કરવી, પરન્તુ અપવાદરૂપ, સમિતિની સંમતિથી અંગ્રેજીમાં વ્યાખ્યાન આપવા દેવામાં આવશે.

(આ) દરેક વ્યાખ્યાન આશરે એક કલાક પહોંચે એટલું લાંબું હોવું જોઈએ .એ વ્યાખ્યાનો કર્તાએ લિખિત રૂપનાં આપી દેવાં જોઈશે, ને તેનો 'કોપીરાટ' ફંડના ટ્રસ્ટીઓનો ફંડના ઉપયોગને માટે રહેશે.

૬ વ્યાખ્યાનકર્તાને ઉપજની અનુકૂળતા પ્રમાણે રૂા. ૧૦૦ થી ૧૫૦નો મુષાહીરો (Honorarium) આપવો.

૭ વ્યવસ્થાપક સમિતિએ દર વરસનાં વ્યાખ્યાનો જેમ બને તેમ વહેલાં છપાવવાની ગોઠવણ કરવી, ને તે વ્યાખ્યાનોના મણકા પાડી દરેકની સાથે સદ્દગતનું નામ જોડવું. એ માળા સ્વ. રા. બ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીવ્યાખ્યાનમાળાના નામથી ઓળખાવવી. દરેક વ્યાખ્યાનની આશરે ૧૦૦૦ નકલો છપાવવી અને તેમાંથી વ્યાખ્ય ાન કર્તાને, તે સભાના પ્રમુખને, ટ્રસ્ટીઓને, તથા વ્યવસ્થાપક સમિતિના સભ્યોને અકેક નકલ મફત આપવી. વ્યાખ્યાનની છાપેલી નકલો વેચતાં જે નફો થાય તેની રકમ સ્મારક ફંડમાં ઉમેરવામાં આવશે.

૮ દર વર્ષનો હિસાબ વ્યવસ્થાપક સમિતિએ ટ્રસ્ટીઓને રજુ કરવો.

૯ સદ્દગતના સ્મારક ફંડનાં નાણાંનું ટ્રસ્ટ કરવું. એ નાણાં નીચેના ટ્રસ્ટીઓનાં નામ પર રહેશે.

૧ સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજી

૨ પ્રો. મોહનલાલ પી. દવે

૩ રા. વૃંદાવન સી. જાદવ

૪ સરદાર ઇશ્વિરદાસ જગજીવનદાસ સ્ટોર

(અ) Indian Trust Actની ૨૦મી કલમમાં જણાવેલી Securitiesમાં અથવા બોમ્બે પ્રોવિન્શિયલ કોઓપરેટીવ બેન્ક લિ.માં ડિપોઝીટ તરીકે એ નાણાં ટ્રસ્ટીઓ રોકશે. સિકયુરિટિઓ અથવા ડિપોઝીટ ચાર ટ્રસ્ટીઓનાં નામ પર Payable to all or any two of them or survivors or survivor એવી રીતે રાખવામાં આવશે.

(આ) કોઈ પણ કારણસર કોઈ ટ્રસ્ટી થવો બંધ થાય તો તેની જગાએ બાકીનાઓ નવો ટ્રસ્ટી ત્રણ મહીનામાં નીમશે.

૧૦ ઉપરની કલમ ૬માં જણાવેલા રૂ. ૧૦૦થી રૂ. ૧૫૦નો મુપાહીરો વ્યાખ્યાનકર્તાને આપવા ઉપરાંત નીચે મુજબ ખર્ચનો અડસટ્ટો કરવામાં આવે છે.

રૂા. ૪૦–૦–૦ વ્યાખ્યાનો માટે સભાઓ ભરવાનો ખર્ચ.

રૂા. ૮૦–૦–૦ વ્યાખ્યાનો છપાવવાનો અને જાહેરખબર વગેરેનો ખર્ચ.

રૂા. ૧૦–૦–૦ પરચુરણ ટ્રસ્ટીઓનો ખર્ચ.

---

(એક વ્યાખ્યાનમાળા માટે)
રૂા. ૮–૦–૦ હોલનું ભાડું
રૂા. ૨–૦–૦ હારના
રૂા. ૩–૦–૦ જાહેર ખબર છપાઈ.
રૂા. ૧–૦–૦ વહેંચવાના.

---

કુલ્લે રૂા. ૧૫–૦–૦
બે વ્યાખ્યાનના રૂા ૪૦

૧૧ વ્યાખ્યાનમાળાને લગતો સઘળો ખર્ચ બાદ જતાં વધત રહે તેમાંથી સદ્‌ગતની જયંતી ઉજવવાની કે એમના સ્મારક હેતુને પોષનારા કોઈપણ કાર્યમાં ફંડના નાણાંનો ઉપયોગ કરવાની વ્યવસ્થાપક સમિતિને છૂટ રહેશે.

૧૨ ઉપજમાં વધારોઘટાડો થતાં મુસાફરીની રકમ વધતીઓછી કરવાની સત્તા વ્યવસ્થાપક સમિતિના હાથમાં રહેશે.

૧૩ ઉપલી કલમોના ગૌણ વહીવટમાં એટલે કે વ્યાખ્યાનોની યોજનાના વિરોધમાં ન આવે એવી બાબતમાં કોઈ ફેરફાર કરવો જરૂરનો લાગે તો તે ટ્રસ્ટીઓ અને વ્યવસ્થાપક સમિતિની સંયુક્ત સભા મેળવી એકંદર સભ્યોની ⅔ બહુમતિથી કરી શકાશે.

*15th May 1926.* (Sd.) P. J. TALEYARKHAN
Chairman, Subscribers' Meeting

આ યોજના મુજબ તા. ૧૩-૬-૨૬ને દિને તે વખતના એક્ટિંગ ચીફ જસ્ટિસ ધિ ઑનરેબલ સર લલ્લુભાઈ આશારામ શાહ નાઈટ એમ, એ.; એલ્‌એલ્. બી. એ સ્વર્ગસ્થની છબી રા. બા. નગીનચંદ હૉલમાં ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી.

સ્વર્ગસ્થની પ્રથમ જયન્તી આસો વદ ૮મ ૧૯૮૨ને દિને રા. બા. નગીનચંદ હૉલમાં થઈ હતી. તે વખતે રા. રા. હીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ બી. એ. એ પ્રસંગનિમિત્ત 'ધર્મ ને તેનું પ્રમાણ,' એ વિષય પર ભાષણ આપ્યું હતું.

તેમ વ્યાખ્યાનમાળાનાં પહેલા વર્ષનાં વ્યાખ્યાનો તા. ૩૦-૧-૨૭ને દિને રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા બી. એ.એ આપ્યાં હતાં.

આ પ્રમાણે સ્મારકફંડને અંગે થએલી યોજના ફત્તેહમંદ રીતે અમલમાં મુકાઈ છે.

મોહનલાલ પાર્વતીશંકર દવે,
મંત્રી, સ્વ. રા. કમળાશંકર સ્મારક ફંડની વ્યવસ્થાપક સમિતિ

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ પાઠ. | શુદ્ધ પાઠ. |
|---|---|---|---|
| ૩ | ૫ | પ્રતિષ્ટત | પ્રતિષ્ઠિત |
| ૪ | ૧૩ | કોપીરાટ | કોપીરાઈટ |

---

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ પાઠ. | શુદ્ધ પાઠ. |
|---|---|---|---|
| ૩ | ૨ | પેઢીની | પેઢી |
| ૪ | ૬ | રાગદ્વેશ | રાગદ્વેષ |
| ૬ | ૧૭ | " બાવન | ( " બાવન |
| ૬ | ૨૫ | બ્રહ્માનંદ | બ્રહ્માનંદ |
| ૭ | ૨૪ | શ્રી કૃષ્ણલાલ | શ્રો કૃષ્ણલાલ |
| ૧૦ | ૩ | પ્રાઢ | પ્રૌઢ |
| ૧૦ | ૧૨ | સાંકલી | આંકની |
| ૧૦ | ૨૩ | લાગે દ્વેશ | લાધે દેશ |
| ૧૨ | ૬ | ત્ | ન્ |
| ૧૨ | ૭ | તેથી | તેવી |
| ૧૪ | ૬ | અને | તેના |
| ૧૪ | ૮ | | " પ્રજામાં " એ શબ્દ પછી ઉમેરો " તેટલોજ " |
| ૧૪ | ૧૯ | શ્રવણા | શ્રવણ |
| ૧૪ | ૨૭ | ચેતને | ચેતન |
| ૧૫ | ૨૭ | બ્રહ્મણ | બ્રાહ્મણ |
| ૧૭ | ૯ | | " અખાનું ક્ષરાક્ષરજીવન " ની પહેલાં ઉમેરો ૨) |
| ૧૯ | ૯ | ક્ષય | થાય |
| ૧૯ | ૯ | વર્ણાવવા | વર્ણવવા |
| ૨૧ | ૩ | આપણા | આપણે |
| ૧૧ | ૧૨ | લક્ષણ | લક્ષણો |
| ૨૨ | ૯ | સદૈવડો | સદૈવકો |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ પાઠ. | શુદ્ધ પાઠ. |
|---|---|---|---|
| ૨૪ | ૧ | વિદ્યાની | વિદ્યાથી |
| ૨૬ | ૧૦ | (          ) | ( ક્લેદનધર્મ ) |
| ૨૬ | ૨૦ | શ્રોત | શ્રોત્ર |
| ૨૭ | ૧૦ | બળીનો | બાકીનો |
| ૨૮ | ૨ | પિંડાભિમાની | પિંડાભિમાનીનો |
| ૨૯ | ૧૯ | ( દેહ | ( દેહ ) |
| ૨૯ | ૨૧ | તેના | તેનામાં |
| ૨૯ | ૨૭ | જીવચેતનતે | જીવચેતનને |
| ૩૧ | ૧૩ | આત્માનું ભવ | આત્માનુભવ |
| ૩૩ | ૨૩ | આત્મા | આતમાં |
| ૩૫ | ૨૦ | ( ૭ ) | ( ૧ ) |
| ૩૬ | ૨૩ | | " બીજું વ્યાખ્યાન " આખાનું અક્ષર ઉપર ઉમેરો. |
| ૩૭ | ૧૦ | સહ્રય | સહૃદય |
| ૩૭ | ૧૯ | વેદાન્શાસ્ત્ર | વેદાન્તશાસ્ત્ર |
| ૩૯ | ૧ | વિશેપણ્ | વિશેપણ |
| ૪૨ | ૨૩ | અચપાતાં | અળપાતાં |
| ૪૫ | ૧ | ઉતરતાં | ઉતરતા |
| ૪૬ | ૨૬ | વત્ની | વાની |
| ૪૮ | ૧૨ | વળી | મળી |
| ૪૮ | ૧૪ | ભજાવે | ભજવે |
| ૪૮ | ૨૧ | ઊર્ણનામ | ઊર્ણનાભ |
| ૫૦ | ૧૭ | ચમકહું | ચમક્યું |
| ૫૩ | ૨૬ | બ્રહ્મત્થાની | બ્રહ્મસ્થાની |
| ૫૫ | ૧૯ | કામન | કામના |
| ૫૫ | ૨૪ | ખપે | પખે |

માટે થયેલી વ્યાખ્યાનમાળાની
ાન્યુઆરીએ સુરતના રા. બ.
નચિન્તન, અને તેના સમયનો
ના જાણીતા વિદ્વાન્ રા. રા.
આપ્યાં હતાં. આરંભમાંજ
ત વક્તાને મેળવવામાં સફળ
અભ્યાસને પરિણામે એને
બેટી શ્રમણો વિદ્વદ્વર્ગમાં
ર કરવાનો પ્રયત્ન એમણે
ાનો એમણે માત્ર પોતાના
ાણીને આપ્યાં હતાં. અને
પણ પારિતોષિક લેવાની ના
ન કરી છે. એ સમ્બન્ધમાં
" As regards your
ıy journey to Surat,
ce for the late
that I would not
from the Memorial
ıres may be treated
**Purusha** of the

ક્લ તૈયાર કરવાનો બોજો
ાભાઈ મકવાણાએ પોતાના
સ્વર્ગસ્થ તરફથી પોતાની
હેનત બદલ કંઈપણ મહેન-
ાનવૃત્તિ દાખવી તે બદલ

પાર્વતીકશંકર દવે
ા. કમળાશંકરસ્મારકની
ાયક સમિતિ

# પ્રસ્તાવના

સ્વ. રા.બ. કમળાશંકર ત્રિવેદીના સ્મારકને માટે થયેલી વ્યાખ્યાનમાળાની યોજનાઅનુસાર ચાલુ વર્ષની તાં. ૩૦મી જાન્યુઆરીએ સુરતના રા. બ. નગીનચંદ હોલમાં 'અખો-તેનુ જીવન, તેનું તત્ત્વચિન્તન, અને તેના સમયનો સમાજ', એ વિષય ઉપર બે વ્યાખ્યાન ગુજરાતના જાણીતા વિદ્વાન્ રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી એ., એમણે આપ્યાં હતાં. આરંભમાંજ સ્મારકની વ્યવસ્થાપક સમિતિ આવા સુપ્રતિષ્ઠિત વક્તાને મેળવવામાં સફળ થઈ એ ઘણું હર્ષપ્રદ કહેવાય. અખાના ઉંડા અભ્યાસને પરિણામે એને વિષે તથા એના તત્ત્વચિન્તનને વિષે જે કંઈ ખોટી ભ્રમણાઓ વિદ્વદ્વર્ગમાં તેમજ સામાન્ય વર્ગમાં પ્રચલિત હતી તે દૂર કરવાનો પ્રયત્ન એમણે પોતાનાં વ્યાખ્યાનોમાં કર્યો હતો. એ વ્યાખ્યાનો એમણે માત્ર પોતાના ગુરુ તરફની પૂજ્યબુદ્ધિને લીધેજ કર્તવ્ય સમજીને આપ્યાં હતાં. અને એ અંગે થયેલા શ્રમ તથા ખરચ બદલ કંઈપણ પારિતોષિક લેવાની ના પાડીને એમણે સ્મારક સમિતિને વિશેષ ઉપકૃત કરી છે. એ સમ્બન્ધમાં એમના એક પત્રમાં તેઓએ લખ્યું હતું કે " As regards your offer of travelling expenses for my journey to Surat, I may inform you that my reverence for the late R. B. K. P. Trivedi was such that I would not be justified in receiving anything from the Memorial Fund. On the cortrary, my lectures may be treated as **ગુરુદક્ષિણા** to the immortal **Purusha** of the late R. B. Trivedi."

એ વ્યાખ્યાનની છાપખાના માટેની નકલ તૈયાર કરવાનો બોજો સીનિયર ટ્રેઈન્ડ શિક્ષક રા. રા. ભીખાભાઈ વીરાભાઈ મકવાણાએ પોતાના શિરપર ઉપાડી લીધો હતો, અને એમણે પણ સ્વર્ગસ્થ તરફથી પોતાની શિષ્ય તરીકેની પૂજ્યબુદ્ધિને લીધે પોતાની મહેનત બદલ કંઇપણ મહેનતાણું લેવાની ના પાડી પોતાની ઉદારતા તથા માનવૃત્તિ દાખવી તે બદલ હું એમનો સમિતિ તરફથી આભાર માનું છું.

સુરત,
તા. ૨૧-૩-૨૭

મોહનલાલ પાર્વતીશંકર દવે
મંત્રી, સ્વ. રા. બા. કમળાશંકરસ્મારકની
વ્યવસ્થાપક સમિતિ

# અખાને લગતું વાઙ્મય

## ( अ ) પ્રસિદ્ધ મુદ્રિત સાહિત્ય

૧ *અખાજીના છપ્પા, અમદાવાદની પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળી તરફથી પ્રસિદ્ધ પામેલા: ઇ૦ સ૦ ૧૮૫૨.

૨ જૂનાં કાવ્યદોહન તથા બૃહત્કાવ્યદોહનમાં આવેલા છૂટક ગ્રંથો, વિભાગ—૧ થી ૮.

૩ અખાની વાણી—કવિ હીરાચંદ કાનજીની બાળબોધ લિપિમાં, ઇ૦ સ૦ ૧૮૬૪, સંવત ૧૯૨૦.

૪ અખાની વાણી— ઓરીએન્ટલ છાપખાનાના માલીકે પ્રસિદ્ધ કરેલી, ઇ૦ સ૦ ૧૮૮૪, સંવત્ ૧૯૪૧.

૫ અખાની વાણી—મણિલાલ મહાસુખરામની કુંપની મુંબઈ, ઇ૦ સ૦ ૧૮૯૪, સંવત્ ૧૯૫૦.

૬ અખાની વાણી અને ગંગવિનોદ—મહાદેવ રામચંદ જાગુષ્ટે, અમદાવાદ, ઇ૦ સ૦ ૧૯૦૪, સંવત્ ૧૯૬૦.

૭ અખાની વાણી—( વિવિધ ગ્રંથમાલામાં પ્રસિદ્ધ થયેલી, પુસ્તક ૫૧, ૫૨રૂપે )

૮ *અખાની વાણી— { ભિક્ષુ અખંડાનંદની સસ્તા સાહિત્યની પ્રથમાવૃત્તિ. "સસ્તા સાહિત્ય"ની પ્રથમા આવૃત્તિ, ઇ૦ સ૦ ૧૯૧૪, સંવત્ ૧૯૭૧.

૯ *અખાની વાણી તથા મનહરપદ—(પુષ્કળ પદો તથા સોરઠાના ઉમેરા સાથે) સસ્તા સાહિત્યની દ્વિતીયાવૃત્તિ, ઇ૦ સ૦ ૧૯૨૪, સંવત્ ૧૯૮૧.

નોટ:—આ પુસ્તકને વ્યાખ્યાનમાં આધાર તરીકે લેવામા આવ્યું છે.

* આ ચિહ્નવાળાં પુસ્તકો વ્યાખ્યાન સમયે રજુ હતાં.

## *( આ ) લેખી પ્રતો

૧ લેખી ગ્રંથોનો ગુટકો નં. ૧—૨૦ હીરાલાલ ત્રિભોવનદાસ પારેખે અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી આપેલો.

ટિપ્પણી—આ ગુટકામાં નીચેના ગ્રંથોનો સંગ્રહ છે.

| ગ્રંથ | કર્તા |
|---|---|
| ૧ અખેગીતા | અખો |
| ૨ ચિત્તવિચાર | અખો |
| ૩ સુરતીબાઇનો વિવાહ | ધીરો. |
| ૪ પદસંગ્રહ ( ૨૮ પદ ) | નરસિંહ મહેતો |
| ૫ તિથિઓ | |
| ૬ ચિંતામણિ | સુંદરદાસજી |
| ૭ ચિંતામણિ | પ્રીતમદાસ |
| ૮ આરતી | રામાનંદ ( ? ) |
| ૯ એકપદ | કબીર |
| ૧૦ પદો | કૃષ્ણજી મહારાજનાં |

૨ લેખી ગ્રંથોનો ગુટકો (નં. ૨):—રા૦ હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ તરફથી મળેલો, સંજ્ઞા **આ.**

ટિપ્પણી—આ ગુટકામાં નીચેના ગ્રંથો સમાયા છે.

| | |
|---|---|
| ૧ અખેગીતા | અખો |
| ૨ વિચારમાલ ( આઠ "વિશ્રામ"વાળી ) | ( ? ) |
| ૩ પંચીકરણ | અખો |
| ૪ પદો ( ૧૮૯ ) | કૃષ્ણજી મહારાજનાં |
| ૫ વિષ્ણુપદો (પાછળથી ગુટકામાં દાખલ થયેલાં છે) | ગોપાળ |

*આ સાહિત્ય વ્યાખ્યાન સમયે રજુ હતું.

લેખી ગ્રંથોનો ચોપડો નં. ૩—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાંથી નં. ૧૪૫૩ સંજ્ઞા **ક.**

ટિપ્પણી—આ સંગ્રહમાં નીચેના ગ્રંથો છેઃ—

| | |
|---|---|
| ૧ પદો (૭૮) | અખાનં |
| ૨ બ્રહ્મલીલા | અખાની |
| ૩ "વસ્તુ તો સદોદિત જાણીએ"–પદ(૮૦) | અખાનું |

૪ આપે ન આવે ત્યાં ઉલ્લાસી-૮૧ ,,
૫ અખાજીના વાર (૮૨) અખો
૬ આપે સો ગેબી અવાજ (૮૩) ,,
૭ ઝીલતું ઝીલતું સંતસંગતરૂપ જાન્હવી (૮૪) ,,
૮ અખાજીના કક્કા (૮૫) ,,
૯ પંચીકરણ ,,
૧૦ અખાજીના મહિના ,,
૧૧ અખાજીના છપ્પા (વિભ્રમ-અંગ માત્ર છે.) ,,
૧૨ અખાકૃતિ સાખી ,,
૧૩ ચિત્તવિચાર સંવાદ (મહાવિદ્યા મુક્તિદાયિની) ,,
૧૪ અખેગીતા
૧૫ "ભટ પંડિત ત્રિવેદી વૈષ્ણવ ગર્વ કરે તે ઘેલા" ,,
૧૬ અનુભવીઓ ઘેર લેને પૂરણપદ નિજધામ ,,
૧૭ રામ નિહાળો ને સંશય ટાળો (?)
૧૮ આ ગોકુળ માંહેલી ગોપિકા ભજે સરજી ભગવાન (?)

આ ભાગના અંતમાં સંવત્ ૧૮૬૯ની ખાનગી નોંધ છે.

બીજા ગ્રંથો સમાયેલા ( અડધા ભાગમાં )

૧ વેદાન્ત વિવેક
૨ મુક્ત મંજરી
૩ બ્રહ્મજ્ઞાનવિચાર
૪ ગોરખ ગણેશની ગોષ
૫ પતિત ગ્રંથ
૬ જ્ઞાનનદી (ગ્યાનદી) ચંદ્રાઓણ ?
૭ કબીરજીની બાવની
૮ અધ્યાત્મવિચાર
૯ કબીર રોહીદાસની ગોષ્ઠ
૧૦ રામાનંદ કબીરજીકો જ્ઞાન તિલક

૧૧ કબીરજીની રામરક્ષા
૧૨ રામાનંદકી રામરક્ષા
૧૩ ગોરખનાથજીની પ્રાણસાંકળી
૧૪ કબીરજીકી રમણી
૧૫ હરિદાસકૃત ભગવદ્‌ગીતા
૧૬ હરિરસ
૧૭ અધ્યાત્મરામાયણ

અખાજી કૃત પરજીઆ દુહા—ગુજરાત વ૦ સો૦ની લેખીપ્રત નં. ૩૮૩ સંજ્ઞા ज.

ટિપ્પણીઃ—આ દુહા અને સસ્તા સાહિત્યની બીજી આવૃત્તિમાં છપાયેલા સોરઠા એકજ છે. છપાયેલી પ્રતના સોરઠા ઘણા અશુદ્ધ છે; લેખી પ્રતના દુહા શુદ્ધ છે. પ્રસિદ્ધ પ્રતમાં પેન્સીલથી સુધારણા કરવામાં આવી છે. તે પાઠ ભેદ બતાવે છે.

આ ચિહ્નવાળું **આ** સંજ્ઞાવાળું લેખી સાહિત્ય વ્યાખ્યાન સમયે અવલોકન કરવા સારૂ રજુ રાખવામાં આવ્યું હતું.

(इ) નિબંધો અને વિવેચનોઃ—

1. Classical Poets of Gujarat byG. M. Tripathi.
2. Milestones in Gujarati Litearature Vol. I. (Chapter V. Poets of the 17th Century). Krishanlal M. Javeri.
3. અખો અને તેનું કાવ્ય—નર્મદાશંકર દેવશંકર મહેતાનો નિબંધ. ધી સોશીઅલ એન્ડ લિટરરી એસોશીએશન તરફથી ઉજવાતી જયંતીઓમાં બીજી જયંતી વખતે વંચાયેલો નિબંધ છે.

તા. ૫-૪-૧૯૦૩.



રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.,
વ્યાખ્યાનકર્ત્તા.

# પ્રથમ વ્યાખ્યાન

## ૧) અખાનું જીવન અને પરિસ્થિતિ

### અખાનું ક્ષરજીવન

**રાજ્ય પરિસ્થિતિ.**

ગુજરાતમાં હિંદુરાજ્યના અસ્ત પછી મુસલમાન રાજ્યના ઉદય તથા અસ્ત પ્રસંગો ઇ. સ. ૧૪૧૧થી ૧૮૧૮ સુધીમાં ચાર આવી ગયા છે; અને તેના અંગે ગુજરાતની રાજ્યધાની અમદાવાદની ચઢતીપડતીના પણ ચાર સમયો આવ્યા છે. સુલતાન અહમદ પહેલાએ અમદાવાદ નગરની સ્થાપના ઇ.સ. ૧૪૧૧માં કરી. ત્યાંથી તે ઇ.સ. ૧૫૧૧ સુધીના શતકમાં અમદાવાદના સ્થાનિક મુસલમાન રાજાઓએ તે શહેરની સારી આબાદી કરી હતી. ત્યાર પછીનાં સાઠ વર્ષ (ઇ.સ ૧૫૧૨થી–૧૫૭૨) સુધીમાં તે નગરની પડતી આવી; અને મોગલ બાદશાહ અકબરે તે નગરમાં તા. ૧૮–૧૧–૧૫૭૨માં જીત કરી પ્રવેશ કર્યો. ત્યારપછી મોગલ શહેનશાઇના પ્રાંત તરીકે ગુજરાતની રાજ્યક્રાંતિ થઇ; અને તે રાજ્યતંત્રના સમયમાં (ઇ.સ. ૧૫૭૨થી ૧૭૦૭) મોગલ રાજવંશીઓ સુબા તરીકે ત્યાં રહેતા. મોગલાઇની પડતી ઔરંગઝેબના રાજ્યસમયથી થઇ, અને ત્યારપછી અમદાવાદની પણ ૧૭૦૭થી ૧૭૧૮ સુધીમાં પડતી થઇ. ત્યાર પછી પાંચમા સમયમાં (૧૮૧૮થી આજસુધી) બ્રીટીશ રાજ્યની છત્રછાયા નીચે અમદાવાદ પુનઃ વ્યાપારધંધામાં ચઢતું થયું.

**મોગલાઈ રાજ્યમાં ગુજરાતી સાહિત્યનું ખેડાણ.**

ગુજરાતમાં મોગલાઈ રાજ્યની પ્રતિષ્ઠાનાં ૧૩૫ વર્ષ (૧૫૭૨-૧૭૦૭) સુધીમાં ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં ત્રણ રત્નો પાક્યાં છે. (૧) જ્ઞાની ભક્તરત્ન તે અખો, (૨) કવિરત્ન તે પ્રેમાનંદ (૧૬૩૬-૧૭૩૪), (૩) કથાકારરત્ન તે સામળભટ (૧૬૪૦-૧૭૩૦).

સત્તરમા સૈકામાં ગુજરાતમાં મોગલાઈ રાજ્ય-સમયમાં પરદેશીઓ અમદાવાદમાં વ્યાપાર અર્થે આવી વસ્યા હતા. ઇ. સ. ૧૬૧૩માં મી. આલ્ડવર્થ બત્રીસ વેપારીઓ સાથે આવી વસ્યો હતો. જહાંગીર બાદશાહની પરવાનગીથી સર ટૉમસ રો ઇ. સ. ૧૬૧૭માં આવ્યો હતો. વલંદાઓએ ઇ.સ. ૧૬૧૮માં કોઠી નાખી હતી. જહાંગીર બાદશાહે હાલના સ્વામીનારાયણના મંદિરથી ૩૦૦ વાર દૂર ટંકશાળ સ્થાપી. આ પ્રમાણે પરદેશીઓના અવરજવરને લીધે, વેપારધંધાના ઉત્તેજનને લીધે, અને રાજ્યની આબાદીને લીધે અમદાવાદનાં પરાંઓમાં ઘણી વસ્તી જામી હતી. અમદાવાદ શહેરની નજીકના જેતલપુર ગામમાં આપણા જ્ઞાની ભક્ત અખાનો સોનીની નાતમાં જન્મ થયો હતો. અખો પોતાને કવિ સંજ્ઞા આપતો નથી, પરંતુ તેની પ્રસિદ્ધિ "અખાભગત" તરીકે થઈ છે. પરંતુ તે ખરી રીતે એકલો "ભગત"જ ન હતો; પરંતુ એક અનુભવી-જ્ઞાની મહાપુરુષ હતો. તેથી આપણે તેને જ્ઞાની ભક્ત એવી વિશિષ્ટ સંજ્ઞા આપીએ છીએ. તેનામાં તત્ત્વજ્ઞાન અને ભક્તિ-એનું સંમિશ્રણ છતાં તેના ચિત્તનો રંગ કેવળ તત્ત્વજ્ઞાનને દર્શાવનાર ધોળો ન હતો. તેમ કેવળ ભક્તિને દર્શાવનાર લાલ ન હતો, પરંતુ તેનો રંગ "ભગવો" અથવા કાષાય હતો.

**અખાના જીવન સંબંધી મળી આવેલી માહિતી.**

જેતલપુરથી તે અમદાવાદ આવી વસ્યો હતો. તેનું રહેવાનું ઘર અમદાવાદમાં ખાડીઆમાં દેસાઈની પોળમાં રા૦ બા૦ રણછોડલાલ છોટાલાલ અથવા હાલના સર ચિનુભાઈના મકાનની પાસેના કુવાવાળા ખાંચામાં હતું, અને જે ઓરડામાં તે નિવાસ કરી રહ્યો હતો, તેને અદ્યાપિ "અખાનો ઓરડો" કહે છે.

અખાના ક્ષરદેહના વંશજો પૈકી હાલ વિદ્યમાન લલ્લુભાઈ ધોળીદાસ પોતાની પેઢીની નીચે પ્રમાણે અખા સાથે જોડી બતાવે છે.

રહીઆદાસ

ગંગારામ ૧ — અખેરામ (અખો) ૨ — ધમાંસી ૩

ગંગારામ
|
ભૂખણ
|
અનોપચંદ
|
મગનલાલ
|
ધોળીદાસ
|
લલ્લુભાઈ

આ પેઢીનામું વહીવંચાના ચોપડાનું નથી, પણ મોઢે ઉતરાવેલું છે. અખો બાળપણથીજ સાધુસંતોના સંગનો રસીઓ હતો. તેની સ્ત્રી કંકાશીઆ સ્વભાવની હતી.

તે કાળનો ગુજરાતી સમાજ ભલો, ભોળો હતો. છતાં ગુજરાતીઓની

**સમાજનું તે કાળનું સ્વરૂપ.**

વ્યવહાર જાળવવાની ઝીણવટ સારી હતી. લઢવાડ કરી જીતવાને બદલે સમજીને તોડ નિકાલ લાવવાની પદ્ધતિ પસંદ થતી હતી.

ઉદાહરણઃ—"જ્ઞાની વિવેકી ઠેરવ્યા રાય, ત્યારે આસુરીનાં થાણાં ઉઠી જાય.
અદલ થયું સવ્વાશેર, વિદ્દિ કરતાં ચૂક્યું વેર.
આનંદ મંગળ ઓચ્છવ થાય, હરિના જન તે હરિ જશ ગાય."

છપ્પા ૭૦૭

૨ સમાજમાં વિનોદને સ્થાન હતું, ચામખેડાના ખેલ, કાષ્ઠપુતળીના ખેલ, નાટક કરનારી ટોળીઓના ખેલ થતા હતા. અને અખો તે વેશ

જોઈ માર્મિક વચનો બોલતો હતો. ( છપ્પા; કવિઅંગ ૨૧-૨૭; ફુટકળ અંગ ૭૨૬-૭૨૯; વિશ્વરૂપ અંગ ૧૫૦.)

૩ બાળ લગ્નનો પ્રચાર હતો.

ઉદાહરણઃ—"ગુરૂ થૈ બેઠો હોંશે કરી, કંઠે પાણ્ણુ શકે કેમ તરી.
જ્યમ નાર નાનડી હવું પ્રસુત, વળતી વાધે નહિ અદ્દભુત."

૪ કવિઓમાં રાગદ્વેશ હાલના જેવાજ હતા.

ઉદાહરણઃ—"કવિતા થયે ન કાઢ્યું કર્મ, અખા ન સમજે મૂળગો મર્મ,
મહા પુરુષ કહાવેમાંઈ બલી, વેપ પહેર્યો પણ ટેવ ન ટળી,
સ્તુતિ નિંદાં અદેખાઈ આધ, પેરે ખાઈ પણ વાધી વ્યાધ્ય,
અખા કૃપાવિના જીવ કરુધી, પાક્યું ઇંદ્રવારણું ને કડુતા વધી."
( છપ્પા ૨૬૬ ).

અખાના જીવનસમયનો નિર્ણય બાહ્ય સાધનો દ્વારા થઈ શકે એમ નથી; પરંતુ તેના ગ્રંથોનાં આંતર સાધનો વડે

**અખાના કાળનો** લગભગ વિશ્વાસપાત્ર રીતિએ થઈ શકે છે. તે **નિર્ણય ૧૬૧૫-૧૬૭૫.** પ્રમાણે તેનો સમય ઇ.સ. ૧૬૧૫-૧૬૭૫ના અરસામાં પડે છે.

"અખેગીતા" નામનો તેનો પ્રકરણ ગ્રંથ તેની પ્રૌઢમતિનું ફલ છે. તે ગ્રંથના અંતમાં તે લખે છે કેઃ—

" સંવત્ સત્તર પચલોતરો, શુકલ પક્ષ ચૈત્ર માસ
સોમવાર રામનવમી, પૂરણ ગ્રંથ પ્રકાશ."

સંજ્ઞા **દ** વાળી લેખી પ્રતમાં પૃષ્ઠ ૬૩માં સંવત્ ૧૭૦૫ એવા આંકે બાંધેલા શબ્દો છે. તેથી તથા જે માસ, પક્ષ, તિથિ અને વારનો યોગ આપ્યો છે તે પ્રમાણે સંવત્ ૧૭૦૫ની સાલ ચોક્કસ થઈ શકે છે. અખાના છપ્પાના છેલ્લા "ફુટકળ અંગ"ના આરંભમાં તે ઘણું કરીને પોતાના ઉદ્દેશી લખે છે કેઃ—

"તિલક કરતાં ત્રેપન વર્ષાં, જપમાળાનાં નાકાં ગર્યાં.
તિરથ ફરી ફરી થાક્યા ચરણ, તોએ ન પહોંચ્યા હરિને શરણ."

મારા અનુમાન પ્રમાણે છપ્પામાં તે બ્રહ્માનંદ ગુરુનો સ્પષ્ટ ઉલ્લેખ કરતો નથી, અને "અખેગીતા"માં તેમનો નામ વડે નિર્દેશ કરે છે. તેથી "અખેગીતા" છપ્પા પછીની જણાય છે. અને તે ત્રણ ચાર વર્ષ પછી લખાઈ હોય તો સંવત્ ૧૭૦૫ અથવા ઇ. સ. ૧૬૪૯માંથી છપ્પન વર્ષ બાદ કરીએ તો અખાનો જન્મ સમય ૧૫૯૩ અથવા લગભગ ૧૬૦૦ આવે. શ્રીકૃષ્ણલાલ ઝવેરી જન્મસમય ઇ. સ. ૧૬૧૫ દર્શાવે છે. તે આ કાલનિર્ણય સાથે ઘણે ભાગે બંધબેસતો આવે છે.

અખાના જીવનસમયના નિર્ણયમાં તેની "પ્રાપ્તિઅંગ"ની નીચેની પંક્તિઓનો ઉપયોગ શ્રી અંબાલાલ બુલાખીરામ જાનીએ પોતાના "અખા ભક્ત અને તેની કવિતા"—એ નિબંધમાં કર્યો છે; તથા સ્વામી સ્વયંજ્યોતિએ—"અખાનો પરિચય" એ નિબંધમાં કર્યો છેઃ—

**તે સંબંધમાં કેટલાક અનુમાનોમાં દોષ.**

"બાવનેથી બુધ્ય આદી વટી, ભણ્યા ગણ્યાથી રહી ઉલટી."
("પ્રાપ્તિ અંગ." ૨૪૨)

શ્રી અંબાલાલ જાની લખે છે કેઃ—"અખા ભગતના જન્મમરણ સંબંધી સાલ વગેરેની માહિતી મળતી નથી". પરંતુ ઉપરજ એક પંક્તિ "બાવનેથી" ઇત્યાદિ આપેલી છે. તે જોતાં તથા "ત્યારપછી ઉઘડી સુજ વાણુ" એ પંક્તિનો સંબંધ તેની સાથે ઘટાવતાં અનુમાન કરી શકાય છે કે કવિએ પોતાના પ્રયાસનો પ્રારંભ **બાવન વર્ષની** ઉંમરે કર્યો હોય. "અખેગીતા" એ **અખા ભગતનો પ્રથમ ગ્રંથ છે.** તેમાં ૧૭૦૫ની સાલ આપેલી છે. તો તે ઉપરથી ૧૬૫૩ની સાલમાં અગર તે અરસામાં કવિ જન્મ્યા હોય એમ અનુમાની શકાય. વનમાં પેઠા પછી કવિતા કેમ કરી શક્યા એવી કોઈને શંકા થાય તો તેનું નિરાકરણ આ છે કેઃ—× × ×"

આવાંજ ભાવનાં વાક્યો સ્વામીસ્વયંજ્યોતિ પણ લખે છે.

પરંતુ ઉપરના અવતરણ ઉપરથી જે બે અનુમાનો તારવ્યાં છે—(૧) અખાએ બાવન વર્ષની ઉમરે પોતાનો લખવાના પ્રયાસનો પ્રારંભ કર્યો; અને (૨) "અખેગીતા" એ અખા ભગતનો પ્રથમ ગ્રંથ છે—તે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે યોગ્ય નથી. પ્રથમ અનુમાન—"બાવનેથી બુધ્ય

આંધી વટી, ભણ્યા ગણ્યાથી રહી ઉલટી" એ પંક્તિમાં "બાવન" વડે બાવંન વર્ષનો અર્થ જે કરવામાં આવે છે તેજ ભ્રમ છે. અખો "બાવંન" શબ્દનો, જે ઉલ્લેખ કરે છે તે બાવન વર્ષનો નહિ, પરંતુ ગુજરાતી લિપિના ૫૨ અક્ષરોને લગતો કરે છે. અને આ ઉલ્લેખ તે ઘણાં સ્થળે કરે છે. જુઓ નીચેની પંક્તિઓ.

(૧) "**બાવનથી** બુધ્ય આંધી વટી, ભણ્યાગણ્યાથી રહિ ઉલટી."
("પ્રાપ્તિઅંગ" ૨૪૨)

(૨) "**બાવન** બાહરો રે, હરિ નાવે વાણી માંહ્ય."
(અખાનું પદ ૧૯મું)

(૩) "રાજ્ય આશરો અક્ષરનો અખા, જે છે **બાવનથી** વળી બાર."
(અખાનું પદ ૧૩૭મું)

(૪) "બોલ્યું બાવન માંહ્ય, એ બુધ્ય વિલાસ બુધ્યે કર્યો."
(સોરઠા, ૧૧૧)

આ બધાં અવતરણોમાં અખો એમ કહેવા માગે છે કે હરિતત્ત્વ અથવા પરમાત્મતત્ત્વ બાવન અક્ષરની શબ્દજાળથી પર છે. અને તે "બાવન અક્ષરથી બ્હાર" એટલે શબ્દ બ્રહ્મથી તે વસ્તુ અથવા પરબ્રહ્મ ચઢીઆતું છે. મનુષ્યનાં જ્ઞાનનાં સાધનો બુદ્ધિ તથા વાણી તે "બાવન બ્હાર"ના ) તત્ત્વને સ્પર્શ કરી શકતાં નથી માત્ર તેનો આશ્રય લેવામાં આવે છે. જેઓ તે "બાવન" અક્ષરની શબ્દજાળમાં ગુંચાઈ પંડિતો ગણાય છે તેવા "ભણ્યાગણ્યાથી" તે બુદ્ધિ ઉલટી અથવા ઉંધી રહે છે. સારાંશ, શબ્દશાસ્ત્રમાં ગુંચાયેલા આ બાવનબ્હારના તત્ત્વને ઓળખી શકતા નથી.

બીજું અનુમાન કરવામાં આવે છે કે "અખેગીતા" તે અખાની પહેલી કૃતિ છે તે પણ અયોગ્ય છે. "અખેગીતા" એ છુટક પદોનો સંગ્રહ નથી. પરંતુ પ્રકરણ ગ્રંથ છે. તેમાં વૈષ્ણવબ્રહ્મસંબંધ કરાવનાર શ્રીગોકુળનાથજીથી સંતોષ નહિ પામેલા અખાએ કાશીનિવાસ કરી રહેલા બ્રહ્માનંદગુરુના સંબંધ થયા પછી પોતાના અધ્યાત્મશાસ્ત્રના વિચારો પ્રકરણદ્વારા જણાવ્યા છે. તે ગ્રંથના મંગલ વાક્યમાં અખો શ્લેષ છાયા વડે બ્રહ્માનંદ ગુરુનો ઉલ્લેખ કરે છે :—

" ચરણુ ચિંતવીને સ્તુતિ કરૂં ચિદ્દશક્તિ બ્રહ્માનંદની. "

આ બ્રહ્માનંદ ગુરુનો તેને સંબંધ ઉત્તર અવસ્થામાં થયો છે, પૂર્વાવસ્થામાં નહિ બ્રહ્માનંદ ગુરુનો ઉલ્લેખ તે વારંવાર ઉત્તરાવસ્થાનાં કેટલાંક પદોમાં કરે છે. ઉદાહરણુ તરીકે:–

(૧) સદ્ગુરુની સંગત કરીએ, મન કર્મ વચને તન મન ધરીએ.
**બ્રહ્માનંદ** નિજસુખ અનુસરીએ તો, મોટો મહિમા ગુરુ દેવનોરે.
( અખાની વાણી, પૃ ૨૮૬ )

(૨) **બ્રહ્માનંદ** સાગરમાં ઝીલતાં, નવ જાણ્યું તે દિનને રાત.
( અખાની વાણી, પૃ. ૨૫૪ )

(૩) **બ્રહ્માનંદ** સ્વામી અનુભવ્યો રે, જગ ભાસ્યો છે બ્રહ્માકાર.
( અખાની વાણી, પૃ. ૨૫૬ )

આ પ્રમાણે બાવન વર્ષે અખાએ પોતાની વાણી પ્રજા સમક્ષ ઉઘાડી, અથવા "અખેગીતા" તે પહેલોજ ગ્રંથ છે—એ અનુમાનો બાજુએ રાખી સંવત્ ૧૭૦૫માં "અખેગીતા" લખાઈ અને તેની ઉમરનાં ત્રેપન છપ્પન વર્ષ થયા પછી તે લખાઈ એ અનુમાન સ્વીકારવા યોગ્ય છે. અને તે અન્વયે અખાનો જન્મ સમય સંવત્ ૧૬૪૯માં આવે એટલે ઈ૦ સ૦ ૧૫૯૩ અથવા ૧૬૦૦ના અરસામાં આવે તેમ છે.

**અખાના ઉપર આવી પડતો વૈષ્ણવ ગુરુની અણ ઘટતી નિંદાનો આરોપ ખોટા પાઠની માન્યતાથી બંધાયેલો છે અને તે આરોપ સત્ય પાઠથી દૂર થાય છે.**

અખાના જીવન સમય ઉપર આડકતરી રીતે પ્રકાશ નાખનારાં વાક્યો પૈકી "ગુરુ કર્યા મેં ગોકુળનાથ" (પ્રપંચ અંગ, ૧૬૭) એ વાક્ય વિચારવા યોગ્ય છે. આ આરંભના પાદ સાથેના ત્રણ પાદો લોકોક્તિની પરંપરામાં ભ્રષ્ટ થયા છે. અને તેથી કરીને અખાના ઉપર વૈષ્ણવ ધર્મ સંપ્રદાયનો તે નિંદક છે એવો આક્ષેપ આવી પડયો છે. શ્રીકૃષ્ણલાલ ઝવેરીના Milestones in Gujarati Literature Vol I., પૃ. ૬૧માં આ છપ્પો નીચે પ્રમાણે છપાયો છે:—

ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
**ધન હરે ધોકો નવ હરે, એ ગુરુ કલ્યાણ શું કરે.(પૃ.૧૫૦)**

પ્રોફેસર ગજેન્દ્રશંકર પંડયા પોતાના તા. ૫–૧૨–૨૬ના "પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ અંગો" એ વિષય ઉપરના ભાષણમાં આ પાઠનો અનુવાદ કરે છે. આ બંને પાઠો કઈ લેખી પ્રત ઉપરથી ઉદ્ધૃત થયા છે તે જણાતું નથી, પરંતુ મને લાગે છે કે પ્રથમ પાઠ તો લોકોક્તિને અનુસાર ઉતરી આવ્યો હશે, અને બીજો પાઠ કદાચ કોઈ લેખી પ્રતને આધારે હશે. પરંતુ ઇ.સ. ૧૮૫૨ની સાલમાં છપાયેલા અને અમદાવાદની પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલા અખાજીના છપ્પામાં પાઠ નીચે મુજબ છેઃ—

ગુરુ કર્યા મેં ગોકુળનાથ, નગુરા મનને ઘાલી નાથ;
**મન મનાવી સગુરુ થયો, પણ વિચાર નગુરાનો નગુરો રહ્યો.**

આ જૂનામાં જૂનો પાઠ સપ્રમાણ છે અને શુદ્ધ છે. પ્રકરણ વડે સમજાય છે કે લોકરૂઢિને વશ વર્તી તેણે શ્રીગોકુળનાથજીને ગુરુ કર્યા, અને પોતાના "નગુરા" એટલે ગુરુ વિનાના અને વગર નાથનાં બળદ જેવા મનને નાથ ઘાલી તથા મનનું માત્ર સમાધાન કરી સગુરા એટલે ગુરુવાળો થયો, પરંતુ તેનો વિચાર જે સ્વતંત્ર હતો તે "નગુરો" એટલે ગુરુભાવવાળો ન રહ્યો.

આ ત્રીજો પાઠ જે ખરો છે તેમાં ગોકુળનાથજી ગુરુની પ્રથમ પાઠમાં જે નિંદા છે તે નથી. તેમ બીજા પાઠમાં જે "મન ન મનાવી સદ્‌ગુરુ થયો" એ અર્થહીન પાઠ છે તે લજી દેવાય છે. આ ત્રીજા પાઠથી આપણે બે સત્ય મુદ્દા તારવી શકીએ છીએઃ—

(૧) અખાએ બ્રહ્મસંબંધની વૈષ્ણવી દીક્ષા ગોકુળનાથજીની પાસે લીધી હતી; અને તે પણ ગોકુળમાં. કારણ કે આ પંક્તિ પહેલાંની પંક્તિમાં તે લખે છે કેઃ—

"ઘણાં કૃત્ય કર્યાં મેં બાળ, તોએ ન ભાગી મનની દાઝ,
દર્શનવેશ જોઈ બહુ રહ્યો, પછે ગુરુ કરવાને ગોકુળ ગયો."

"અનુવાદ કરે છે," એ શબ્દો પછી નીચેનું લખાણ ઉમેરવું:—
સસ્તા સાહિત્યની અખાની વાણીમાં આ પાઠને બદલે નીચે પ્રમાણે પાઠ છે:—

ગુરુ કર્યા મેં ગોકુળનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ
મન ન મનાવી સદ્ગુરુ થયો, પણ વિચાર નગરાનો રહ્યો.

ત્રણ મહાપુરુષ ને ચોથો આપ, જેનો ન થાયે વેદે ઉથાપ,
અખે ઉર અંતર લીધો જાણ, ત્યાર પછી ઉઘડી મુજ વાણ.
પરાત્પર બ્રહ્મ પરગટ થયા, ગુણ દોષો તે હિનના ગયા,
અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચવ્યું ન ચાવે એ અખો અજાણ.
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે."

આ પ્રમાણે પોતાના અંતર્યામી આત્મદેવને અચ્યુત ભગવાન્ રૂપે ઓળખી તે ગુણદોષ વિનાનો થઈ તૃપ્ત થયો.

ઉપરની પંક્તિઓમાં "ગોકુળનાથ" અને "ત્રણ મહાપુરુષ" એ વૈષ્ણવ સંપ્રદાયની ઐતિહાસિક વ્યક્તિઓ છે.

શ્રીમદ્ વલ્લભાચાર્ય—શુદ્ધાદ્વૈત સંપ્રદાયના આચાર્યશ્રીને વૈષ્ણવો (ઇ.સ. ૧૪૭૯-૧૫૩૧) "મહાપ્રભુજી" નામથી વ્યવહરે છે. તેમના વડીલ પુત્ર ગોપીનાથજીનો દેહ વહેલો પડી ગયો હતો, અને બીજા પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીને સાત પુત્રો હતા. શ્રીવિઠ્ઠલનાથજીનો દેહ ઇ.સ. ૧૫૮૬માં પડ્યો હતો. અકબર બાદશાહે (ઇ.સ. ૧૫૫૫-૧૬૦૫) શ્રીવિઠ્ઠલેશ્વરને ગોકુળ તથા જતીપુરા ગામો સનંદથી ઇનામમાં આપ્યાં હતાં. અને વિઠ્ઠલનાથજીને **વિપ્ર** અથવા **દીક્ષિત** સંજ્ઞા હતી તેમને ગાયો ચરાવવાની ગોચરની છૂટ મોગલોથી મળ્યા પછી શ્રીવિઠ્ઠલનાથજીને **ગોસ્વામી** અથવા શ્રીગુસાંઇજી સંજ્ઞા મળી હતી. આ શ્રીવિઠ્ઠલનાથજી તે વૈષ્ણવ સંપ્રદાયના બીજા મહાપુરુષ ગણાય છે. તેમને સાત પુત્રો હતા તેમાં શ્રીગોકુલનાથજી ચોથા લાલજી ગણાય છે. તેમને શ્રીગોકુલેશની સેવા મળી હતી. એમને ત્રીજા મહાપુરુષ કહે છે. આ શ્રીગોકુળનાથજીનો સમય

શ્રીવિઠ્ઠલનાથજી પછીનો આવે. અને શ્રીવિઠ્ઠલનાથજી ઇ. સ. ૧૫૮૬માં વિરમ્યા હતા. એટલે નિદાન પચાસ વર્ષ પછી એટલે ઇ. સ. ૧૬૩૬ના અરસામાં શ્રીગોકુલનાથજી પ્રાઢ ઉમરના હોઈ અખાને બ્રહ્મસંબંધ આપી શકે તેવા હોઈ શકે. ટુંકામાં શ્રીગોકુળનાથજી–જે વૈષ્ણવ સંપ્રદાયના ત્રીજા મહાપુરુષ–તેમણે અખાને બ્રહ્મસંબંધ કરાવ્યો જણાય છે; અને ત્રણ મહાપુરુષ, (વલ્લભાચાર્ય–મહા પ્રભુજી; વિઠ્ઠલનાથજી–શ્રીગુસાંઇજી, અને ગોકુળનાથ) ઉપરાંત પોતાના અંતર્યામી આત્મગુરુને અખાએ પોતાના ઉદ્ધારમાં નિમિત્ત માન્યા છે.

શ્રીગોકુળનાથજીનો આ સંબંધ પણ અખાના સમયને ૧૬૧૫–૧૬૭૫ને આડકતરી રીતે ટેકો આપે છે. મને લાગે છે કે અખાએ પૂર્વાવસ્થામાં શ્રીગુસાંઇજીનો વૈભવ પણ પ્રત્યક્ષ જોયો જણાય છે. એમ તેની સંતપ્રિયાના ૫૦ તથા ૬૯મા સાંકલી કડીઓથી સ્પષ્ટ સમજાય છે.

"માયા કે રંગ દેખી જ્યું મનોહર, માનત હે જગદીશ ગુસાંઈ;
સીખી સુની ગલ મારે ગુસાંઈ, જ્યું જોગ પવન કુંભ ખાલી સો ગાજે."

અખાના જીવન સમય ઉપર આડકતરી રીતે પ્રકાશ નાખનારૂં બીજું સાધન તેના શ્લેષ છાયાવાળા છપ્પા છે. જેમાં **અખો કવિ પ્રેમાનંદનો** તે પ્રેમાનંદનો ઉલ્લેખ કરતો હોય એમ મને **સમકાલીન હોઈ** જણાય છે. છપ્પાના કુટકળ અંગમાં નીચેના **શકવા સંભવ** છે. છપ્પા આવે છેઃ–

"તૃણ તરુવરને અગ્નિનો ભય, આકાશ દાઝયું તે કોઈ નવ કહેય.
એમ અલ્પ આનંદ સદા સપખાય, અખા **પ્રેમાનંદનો** પ્રલય ન થાય.
પ્રેમાનંદની ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી. ૭૨૬
કામરહિત તે કામનો વેશ, તેનો જ્ઞાની પંડિતને ન લાગે દ્વેશ.
પ્રેમાનંદી જ્યાં માય ને વાય, અલ્પાનંદીને અટપટું જણાય. ૭૨૭
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે
વાંઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપજ્યું ગણે સંતાન
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનંદ નથી ઉપન્યો પલ, ૭૨૮

એમ ગાય વજાડે ગુણીજન ઘણા, રંગે રૂપાળા નહિ કંઈ મણા.
કંઠે સૂર તાળીને તાન, ગમે ગંધર્વને પાતરનું ગાન.
પણ અખા એતો કસબણ કહેવાય, પતિવ્રતા પૂર્વે તેમ ગાય. ૭૨૯

કવિ પ્રેમાનંદનો જીવનકાળ સંવત્ ૧૬૯૨–૧૭૯૦ (ઈ૦સ૦ ૧૬૩૬–૧૭૩૪ )તો લગભગ નિર્ણીત થયો છે. તેની પહેલી કૃતિ "સ્વર્ગ નિસરણી" અને બીજું કાવ્ય "લક્ષ્મણાહરણ" છે. આ બીજું કાવ્ય રચ્યા સાલ ૧૭૨૦ની છે. ( જુઓ પૃ. ૨૩, " પ્રેમાનંદ ", સયાજી સાહિત્યમાળા. ) આ ઉપરથી તેની પહેલી કૃતિ કદાચ સંવત્ ૧૭૧૫ના અરસામાં થઈ હોય તો સંભવિત છે. તે પહેલાં કવિ પ્રેમાનંદે ભાણભટીઆ ટોળી સ્થાપી હતી. તેની ટોળીમાં લગભગ ૧૦૦ માણસો હતાં, તેમાં બાવન મુખ્ય હતા. કવિ વલ્લભ કહે છેઃ—

છે ૯નવદાસ અને ભાઈ ૪ચારજ, રત્નભલાં ૨દ્વય શિષ્ય કહાવે.
છે ૧૨ભવશશ, અને ભાઈ ૧૨બારજ, રત્ન મળ્યાં કંઈ વિશ્વ વહાવે.
છે વીર ૫પંચજ જી ગણીએ ૩ત્રય, નંદ ૪ચતુરનું નામ સુહાવે.
છે ૧વીર વલ્લભ શે ગણીએ ગણુ, એકજ પ્રેમનું નામ કહાવે.

ઉપર પ્રમાણે પરની ટોળી હતી. આ ટોળી પોતાને " પ્રેમાનંદી " ગણી ગુજરાતમાં ફરતી હતી. કવિ પ્રેમાનંદના નામથી તેઓ વેશ ભજવતા હતા. અને ભક્તિની હીમાયત અને મહિમા પ્રજામાં વધારતા હતા. આ વેશધારી ટોળી જોઈ કવિ પ્રેમાનંદની સાચી સાચી " આકરી ભક્તિ " વિનાના આ " અલ્પાનંદી " અનુયાયીઓ પોતાને " પ્રેમાનંદ " પ્રકટ્યો છે એમ માની લે છે. જેમ વાંઝણી પુત્ર પોતાના ખોળામાં ગણે તેમ તેઓ પ્રેમાનંદ ખોળામાં છે એમ ગણે છે. અને આ ટોળી વેશધારી ગંધર્વ અને પાતરો જેવા છે, એવો કટાક્ષ ઉપરના અખાના છપ્પામાં શ્લેષ છાયા વડે તરવરે છે. આ છપ્પામાં કવિ પ્રેમાનંદ પ્રતિ અખાની માનવૃત્તિ જણાય છે. પણ ટોળીના માણસો પ્રતિ ઉપહાસવૃત્તિ જણાય છે.

સંવત્ ૧૭૦૫માં અખાએ "અખેગીતા" પૂરી કરી અને તે તેની પૌઢ વયની કૃતિ છે. તો તેનો જન્મ સમય લગભગ ૫૩ વર્ષ બાદ કરતાં નિદાન

સંવત્ ૧૬૫૨ના અરસામાં આવે એવું આપણે ઉપર કહી ગયા છીએ, પ્રેમાનંદની ટોળી સંવત્ ૧૭૧૦ સુધીમાં અખાએ ફરતી જોઈ હોય તો તે સમયે અખાની ઉમર નિદાન ૫૮ વર્ષની હોઈ શકે, અને કવિ પ્રેમાનંદ તે સમયે ઉછરતી કીર્તિવાળા યુવાન હોઈ શકે.

કવિ કાલિદાસની મેઘદૂતની **दिङ्नागानां पथि विचरतां क्षिप्त हस्तावलेपात्**—એ પંક્તિ ઉપર ટીકાકાર મલ્લિનાથ બૌદ્ધ દિઙ્નાગાચાર્યનો કવિ કાલિદાસ ઉલ્લેખ કરે છે, એવું શ્લેષ છાયા વડે જણાવે છે. તેથી આ મારી કલ્પના પ્રથમ દર્શને જણાશે. પરંતુ ઐતિહાસિક સત્ય બીજાં પ્રમાણોથી સાબિત થઈ શકે તો તે નિરાલંબ કલ્પના નથી એમ સહજ સમજાશે.

આ સંભાવના સંબંધમાં મારે કહેવું જોઇએ કે અખાના છપ્પાની જૂનામાં જૂની લેખીપ્રત મને મળી શકી નથી. ઈ૦ સ૦ ૧૮૫૨ની સાલમાં અમદાવાદની પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળી તરફથી પ્રસિદ્ધ થયેલા છપ્પામાં ફુટકળઅંગ સસ્તા સાહિત્યની પ્રતમાં ૬૬૨મો છપ્પો છે ત્યાંસુધી આવી અટકે છે. અને ઉપરના છપ્પા ત્યારપછીના જણાય છે. પ્રક્ષિપ્ત ભાગ હોય તો ઉપરનું અનુમાન નિરાધાર સમજાય.

**અખાના સંસારી જીવનના પરિવર્તનનાં નિમિત્તો**

અખાના સંસારી જીવનનું પરિવર્તન કરનારા બે પ્રસંગો થયા હતા, (૧) જહાંગીર બાદશાહે સ્થાપેલી ટંકશાળમાં તે કામ કરતો હતો, તેના ઉપર ચોખ્ખી ચાંદીમાં હલકી ધાતુ ભેળવવાનો આરોપ આવ્યો હતો, તેમાં તે નિર્દોષ ઠર્યો હતો, અને તે કાચા બંધનમાંથી છૂટયો હતો. આ પ્રસંગથી તેનું મન વિરક્ત થયું હતું.

(૨) બીજો પ્રસંગ પડોશમાં ધર્મ બહેન તરીકે માનેલી એક બાઈને તેણે કંઠી સોનાની ઘડી આપી. મૂળ સોનું રૂ ૩૦૦)નું હશે. તેણે પોતાના પદરનું રૂ ૧૦૦)ના આશરાનું સોનું ઉમેરી કંઠી રૂ ૪૦૦)ની કિંમતની કરી આપી. સોની સગીબહેનનું પણ ન છોડે. એવી માન્યતાને વશ થઈ તે બાઈને અણવિશ્વાસ આવવાથી, ભેળસેળથી વજન વધારી આપ્યું હશે એમ સમજી કંઠી તોડી સોનાનો કસ કઢાવ્યો, અને તેની ખાત્રી થઈ કે

તેનો દાગીનો રૂ ૩૦૦) ઉપરાંતની કિંમતનો છે. તે કંઠી ફરીથી સંધાવવા બાપા પાસે આવી, અને કંઠી શી રીતે ત્રૂટી તે બાબતની ચોકશી કરતાં તે બાઈએ સાચી હકીકત કહી દીધી. આ પ્રસંગથી પણ તેનું મન સંસારથી ઘણું ખાટું થઈ ગયું.

આ બે વિરાગના પ્રસંગોની ઉંડી અસરને લીધે તે તે જમાનાના સાધુઓના ફરતા ઝુંડમાં તીર્થયાત્રાએ નીકળી પડયો. તે જમાનામાં હિંદુસ્તાનમાં સાધુસંતોનાં ઝુંડો ભજનકીર્તન કરતાં તીર્થયાત્રાએ ફરવાવાળાં બહુ હતાં. તીર્થયાત્રાના ઉદ્દેશનો પ્રસિદ્ધ શ્લોક તેણે પોતાના જીવનના-ધ્યેયમાં ઉતાર્યો જણાય છે.

मार्गे मार्गे निर्मलं साधुवृंदम्
वृंदे वृंदे तत्त्वचिंतानुवादः ।
वादे वादे जायते तत्त्वबोधः
बोधे बोधे सच्चिदानंदभासः ॥

**પ્રાચીન ભાગવત સંપ્રદાય અને શ્રીમદ્ વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં ભેદ.**

આ પ્રવાસમાં તે સમયમાં નિદાન સો વર્ષથી સ્થપાયેલા શ્રી વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત મતને સામાન્ય જનોમાં સારો પ્રવેશ થઈ ચૂક્યો હતો. તે ભક્તિસંપ્રદાય જૂના પાંચરાત્ર સિદ્ધાન્તના ભાગવત સંપ્રદાય કરતાં જૂદા પ્રકારનો હતો. પાશુપત સંપ્રદાયનો પશ્ચિમમાં સર્વાંશ લોપ થઈ ગયો હતો. મુસલમાની રાજ્યમાં હિંદુઓનાં શુદ્ધ આચાર ધર્મને, તથા મૂર્તિપૂજા અને આચાર્યના શરીરમાં શ્રી કૃષ્ણના સર્વભાવોના સ્થાપનપૂર્વક ભક્તિ કરવાની પ્રથા સારી રીતે સ્થાપના થઈ ગઈ હતી. તેમાં પણ પાર્થસારથિ શ્રીકૃષ્ણની પૌરુષ ભાવનાને બદલે ગોપીવલ્લભ શ્રીકૃષ્ણની લલિત ભાવના પ્રવેશ પામી હતી.

**લોક સમાજ વૈષ્ણવોના ભક્તિપ્રધાન ધર્મમાં રચી પચી રહ્યો હતો; અને સ્માર્તોનો જ્ઞાનપ્રધાન ધર્મ સંકુચિત થયો હતો.**

જૂનો શાંકરવેદાન્તનો સ્માર્ત સંપ્રદાય જેમાં ભક્તિ ગૌણ અને જ્ઞાન મુખ્ય તેનો પ્રચાર માત્ર વિદ્વાન શિષ્ટ સંન્યાસીઓમાં અથવા અવધૂત યોગીઓમાં હતો. પરંતુ જમાનાનો વેગ વિચારને બદલે આચારમાં વધારે વળ્યો હતો. મુસલમાનોનો જેટલો મૂર્તિનો વિધ્વંસક વેગ પાછલાં પાંચછ સૈકામાં થયો. અને પ્રત્યાઘાત તરીકે નવાં મંદિરોમાં, અને આચાર્યાદિનાં શરીરોમાં મૂર્તિપૂજાનો આગ્રહ હિંદુ પ્રજામાં ઘર ઘાલી બેઠો હતો. તેથી અમૂર્ત બ્રહ્મના તાત્વિક વિચાર કરનાર સાધુસંન્યાસીઓ ઘણે ભાગે તીર્થયાત્રાનાં સ્થળોમાં અને કાશી આદિ પ્રાચીન વિદ્યાનાં પ્રતિષ્ઠિત પામેલાં સ્થાનોમાં રહેતા હતા. આ આચારને ગૌણ માનનાર અને વિચારને પ્રાધાન્ય આપનાર સંન્યાસીઓ વેદાન્તશાસ્ત્રના ગ્રંથોનું શ્રવણ કરાવવાનો નિયમ પાળતા હતા. શ્રોતાવર્ગ શ્રવણનો લાભ લે છે કે કેમ તે બાબતનો નિર્ણય કરવાની ગરજ ભાગ્યેજ સંન્યાસીઓ રાખતા. કોઈ વિલક્ષણ તત્ત્વજ્ઞાનના રસિક અને વિવેક-વૈરાગ્યાદિ સાધનવાળા આ શ્રવણના નિયમિત સેવન વડે મૂલ સંસ્કૃત ભાષાના ગ્રંથોનાં રહસ્યો લોકભાષામાં સમજી લેતા. આવો પ્રસંગ અખાને મણિકર્ણિકાના ઘાટ ઉપર એક નાના મઠમાં થોડા શ્રોતાઓને અત્યંત નિઃસ્પૃહતાથી શ્રવણ કરાવતા બ્રહ્માનંદ સ્વામીથી અપાતા શ્રવણનો લાભ મળ્યો.

**બ્રહ્માનંદ સ્વામીનો સંબંધ—અખાની શ્રવણનિષ્ઠા.**

જાતે સોની હોવાથી મઠની દિવાલ બહાર કથા શ્રવણ નિયમિત બાર માસ પર્યંત તેણે કર્યું. એક પ્રસંગે નાનું શ્રોતામંડળ ઝોકાં ખાતું હતું. ત્યારે શ્રવણમાં હોંકારો ભણનાર માત્ર અખોજ જણાયો. તેણે શ્રવણના મુદ્દાઓનો અનુવાદ કર્યો. અને ગુરુએ તેના ઉપર અનુગ્રહ કર્યો. આ બ્રહ્માનંદની જ્ઞાન-દીક્ષા લીધા પછી અખાની રહેણી-કરણી બદલાઈ ગયાં, અને તેનામાં વિદ્યાનું નવચેતન આવ્યું. આ હૃદયપલટાનો ઉલ્લેખ અખો નીચેના પદમાં કરે છેઃ—

"આનંદ વાધ્યોને રંગ ઉલટયો રે, પ્રકટયા છે કંઈ પૂરણ બ્રહ્મરે
સદ્ગુરુને-ચરણે આવતાં રે
તિમિર હતાં તે મારાં ટળી ગયાં રે, ઉદીઓ છે કંઈ જ્ઞાન કેરો
ભાણુ રે,
અખંડ સ્વરૂપે હરિને ઓળખ્યારે, સરીઆં મારાં સઘળાં
કામને કાજ રે
જેરે માગ્યું તે ગુરુએ આપીયું રે, પૂરી મારા મનડાની આશરે.
અખાની ઉપર દયા ઉપનીરે, રાખ્યાં હરિએ ચરણની પાસ રે."

આ ગુરુઅનુગ્રહ પછી અખો કહે છે કેઃ—

"અખે ઉર અંતર લીધો જાણુ, ત્યારપછી ઉઘડી મુજ વાણ."

શુદ્ધ બ્રહ્માત્મજ્ઞાનની "સૂઝ" અથવા સમજણ ઉઘડયા પછી તેણે પોતાના સંસારી લૌકિક અનુભવના બળે, ભાષાનું તેનું જ્ઞાન અત્યંત મર્યાદિત છતાં તેના ભીતરના વિચારોને તેણે બળવાન વેગથી માર્મિક વાણીમાં પ્રકટ કર્યા છે. તેની વાણીમાં અલંકારશાસ્ત્રની શોભા નથી, પરંતુ અર્થચૈતન્ય ઘણું વેગવાળું છે.

અખાના ભૌતિક શરીરજીવન સંબંધમાં આથી વિશેષ માહિતી આપણને મળી શકી નથી.

**બ્રહ્માનંદસ્વામી અને તેના બ્રાહ્મણેતર ચાર શિષ્યો.**

બ્રહ્માનંદ ગુરુ સંબંધમાં વિશેષ માહિતી મળી શકતી નથી. સંન્યાસીઓમાં એક નામ વાળી ઘણી વ્યક્તિઓ સમકાળે પણ હોય છે. તેથી ગૌડબ્રહ્માનંદીના કર્તા બ્રહ્માનંદ અને અખાના ગુરુ બ્રહ્માનંદ એકજ છે કે ભિન્ન વ્યક્તિ તેનો નિર્ણય થઈ શકે તેમ નથી; કારણ કે શ્રીમધુસૂદનસરસ્વતી ( ઇ.સ. ૧૬૦૦ )ના ગ્રંથ ઉપર બ્રહ્માનંદે ટીકા લખી છે. અને તે અખાના જીવન કાળમાં હોઈ પણ શકે.

અખાના ગુરુ બ્રહ્માનંદ સ્વામી ઘણે ભાગે પંડિતોના ગુરુ થવા કરતાં ભોળાં અને શુદ્ધ હૃદયના બ્રાહ્મણ જાતિમાં નહિ જન્મેલા અધિકારી જનોને

બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી કૃતાર્થ કરનારા હતા. આ બ્રહ્માનંદને આવા ચાર શિષ્યો હતાઃ—

બ્રહ્માનંદજી

| | | | |
|---|---|---|---|
| બુટાજી | ગોપાળ | અખાજી | નરહરદાસજી |

"સંતોની વાણી"ના સંગ્રહકાર અને પ્રકાશક ભગવાનજી મહારાજ, જેમના અખાજી સાતમી પેઢીના ગુરુ થાય, તેઓ એક સાખી સંતોમાં પ્રચલિત જણાવે છે કેઃ—

"અખાએ કર્યો ડખો, ગોપાળે કરી ઘેંસ,
બૂટે કર્યો ફૂટો, નરહરને કહે શીરાવા બેસ."

ગોપાળદાસ નામના એક કવિએ ગોપાળગીતા લખી છે. આ કવિ મૂળ સુરતનો વતની હતો, અને તેણે ઈ૦ સ૦ ૧૬૫૦માં અમદાવાદમાં "ગોપાળગીતા" લખ્યાનો ઉલ્લેખ મળી આવે છે. આ કવિ કદાચ આ સાખીમાં જણાવેલો ગોપાળ હોઈ શકે. તેવીજ રીતે બૂટીઆ ભગતનાં પદો પણ છૂટક મળી આવે છે. નરહરિદાસ સંબંધી ચોક્કસ માહિતી નથી, પરંતુ એક નરહરિદાસે સંવત્ ૧૬૭૭ અથવા ઈ૦સ૦ ૧૬૨૧માં ગુજરાતીમાં એક ભગવત્ ગીતાનું પદ્યમાં સુંદર ભાષાન્તર કર્યું છે. આ નરહરિ ગ્રંથની અવધિએઃ—

"શ્રી ગુરુ બ્રહ્મ ચૈતન્ય પ્રસાદ, ગાયો નરહરિએ એ સંવાદ" એ પ્રકારે ગુરુ અને બ્રહ્મનો અભેદભાવે ઉલ્લેખ કરે છે. તે બ્રહ્માનંદ ગુરુના શિષ્ય હોઈ શકે. પરંતુ બ્રહ્માનંદ એવો સ્પષ્ટ નામનિર્દેશ જણાતો નથી. તેથી ચોક્કસ અનુમાન નીકળી શકતું નથી. નરહરિદાસને નામે "નરહરિગીતા" ઉપરાંત "વસિષ્ઠસાર" (સં. ૧૬૭૪) "ભક્તમંજરી," અને "ઉદ્ધવગોપીસંવાદ" નામના ગ્રંથો ચાલે છે. વડોદરારાજ્યમાં તેની લેખી પ્રતો છે. એમ મને સમાચાર મળ્યા છે.

અખાજીના ભક્તોની સંપ્રદાયપરંપરા ચાલતી જણાય છે. ¹બ્રહ્માનંદ—²અખો—³લાલદાસ—⁴હરિકૃષ્ણ—⁵જીતામુનિનારાયણ—⁶કલ્યાણદાસ—⁷સ્વામીપૂર્ણાનંદ—⁸દયાનંદ—⁹ભગવાનજી મહારાજ.

ભગવાનજી મહારાજ જણાવે છે કે અખાજીની જેટલી વાણી પ્રસિદ્ધ થઈ છે તેટલીજ બીજી અપ્રસિદ્ધ વાણી

જુઓ:–"સંતોની વાણી" તેમના કહાનવા બંગલાના ભજનભંડારમાં છે.

અક્ષયવૃક્ષ. તા. ૧૨–૧૦–૨૦

આ અપ્રસિદ્ધ વાણીનું સૂચિપત્ર પણ જો પ્રસિદ્ધ કરવામાં આવે તોપણ અખાના સાહિત્ય ઉપર ઘણો સારો પ્રકાશ પડે.

અખાના ક્ષરદેહના પ્રસંગો જેટલા મળ્યા તેનો વિચાર કર્યા પછી તેના ક્ષરાક્ષરદેહનાં એટલે માનસ દેહનાં કાર્યો પ્રતિ આપણે નજર નાખીએ.

## — અખાનું ક્ષરાક્ષરજીવન —

### તેની કૃતિઓ

અખાની કૃતિઓ (૧) હિંદી ભાષામાં અને (૨) ગુજરાતી ભાષામાં રચાયલી છે. તે જમાનામાં હિંદી ભાષાનો મહિમા વધારે હોવાથી અખાએ પ્રથમ પ્રયત્ન ને ભાષામાં કર્યો જણાય છે. હિંદી ભાષાની તેની કૃતિઓ:– (૧)"સંતપ્રિયા," અને (૨)"બ્રહ્મલીલા." ગુજરાતી ભાષાના ગ્રંથો નીચે પ્રમાણે ઉપલબ્ધ થયા છે:—

૧ પંચીકરણ
{ ૨ ચિત્તવિચારસંવાદ
{ ૩ ગુરુશિષ્યસંવાદ
૪ અનુભવબિંદુ
{ ૫ અખેગીતા
{ ૬ કૈવલ્યગીતા
૭ છપ્પા
૮ છુટક પદો
૯ સોરઠા અથવા દુહા અથવા પરજીઆ

શ્રી કૃષ્ણલાલ ઝવેરી "પરમપદપ્રાપ્તિ" અને "પંચદશીતાત્પર્ય" અખાની કૃતિઓમાં ગણાવે છે, પરંતુ તે ગ્રંથો મારા જોવામાં અદ્યાપિ આવ્યા નથી.

વેદાન્તશાસ્ત્રના પ્રકરણગ્રંથોમાં "પ્રકરણ" શબ્દ એ પારિભાષિક છે; તેની વ્યાખ્યા નીચે મુજબ છેઃ—

**शास्त्रैकदेशसंबद्धं शास्त्रकार्यान्तरे स्थितम्।**
**आहुः प्रकरणं नाम शास्त्रवेदविपश्चितः॥**

શાસ્ત્રના કોઈ એક દેશ સાથે સંબંધ ધરાવતો, તથા શાસ્ત્રના અમુક પ્રયોજનને સિદ્ધ કરવામાં રોકાએલો જે નાનો ગ્રંથ તેને શાસ્ત્ર તથા વેદને જાણનારા **પ્રકરણ** કહે છે. અખો પોતેજ "સંતપ્રિયા"ને પ્રકરણ સંજ્ઞા સ્પષ્ટ આપે છેઃ—

"સર્વાંગી પ્રકરણ કહ્યો, કવિત ચોરાશી ચોજ,
વીસ કહ્યા મધ્ય દોહિરા, કોઈ જ્ઞાની દેખી ખોજ."
( સંતપ્રિયા ૧૦૬ ).

અખાના છપ્પા, પદો, સોરઠા વગેરે પ્રકરણરૂપ ગ્રંથ નથી, પરંતુ એક એક ભાવને પ્રકટ કરનારાં નાનાં કાવ્યો છે. અખાએ વેદાન્તશાસ્ત્રનું બ્રહ્માનંદ ગુરુ પાસે જે શ્રવણ કર્યું તેનું તેણે પાકું મનન કર્યું જણાય છેઃ અને તેના પરિણામમાં જે નિદિધ્યાસન તેનું અનુભવરૂપ ફળ તેણે પોતાની વાણીમાં પ્રકટ કરવા ભારે પ્રયત્ન કર્યો છે.

## હિંદી કૃતિઓ

### ૧ સંતપ્રિયા

**"સંતપ્રિયા"** મને લાગે છે કે આ પ્રકરણગ્રંથ અખાનો મધ્યમાવસ્થાનો જણાય છે. તેમાં તે પોતાને "સોનારા" શબ્દથી વર્ણવે છે. આ પ્રકરણનું એક અંગજ સસ્તા સાહિત્યની અખાની વાણીમાં પ્રસિદ્ધ થયું હોય એમ જણાય છે. તેનું મૂળ પ્રકરણ "સર્વાંગી" છે. મને લાગે છે કે તેનો મૂલ ગ્રંથના ચાર અંગો હોવાં જોઈએ. પહેલું અંગ જે પ્રસિદ્ધ થયું છે તેમાં—પરબ્રહ્મ જે પરોક્ષ છે તે સંત અનુભવી પુરુષમાં અપરોક્ષ છે—એ

પ્રતિપાદ્ય વિષય જણાય છે. બીજાં ત્રણ અંગોમાં તે (૧) પરબ્રહ્મપીઠનું સ્વરૂપ, (૨) તે વસ્તુ અને વિશ્વનો ભેદ; અને (૩) વસ્તુતત્ત્વ એટલે બ્રહ્મરૂપી–અરૂપી થઈ રમે છેઃ—એ પ્રતિપાદન કરે છે. આ ચાર અંગો મૂલ ગ્રંથનાં છે. એમ તેના છેલ્લા દોહરાથી સમજાય છેઃ—

"અબ કહું પરબ્રહ્મપીઠકા, વસ્તુ વિશ્વકા ભેદ
રૂપ–અરૂપી વહી રમે, જે જગત્ દુર્લભ દેવ."

જે પ્રકરણગ્રંથનું પ્રથમ અંગ "સંતપ્રિયા" નામથી પ્રકટ થયું છે તેમાં પરબ્રહ્મ જે સામાન્ય દૃષ્ટિથી પરોક્ષ છે તે સંતશરીરમાં ગુરુકળથી અપરોક્ષ ક્ષય છે–એ શાસ્ત્રના એક દેશના સિદ્ધાન્તને વર્ણવવા તેણે પ્રયત્ન કર્યો છે. સંતશરીરમાં પરબ્રહ્મ શી રીતે પ્રત્યક્ષ થાય છે તેની પ્રણાલિકા તેણે નીચે પ્રમાણે ગોઠવી જણાય છે. પ્રથમ તો સદ્ગુરુ ચરણનું શરણ અધિકારી જને કરવુંજ જોઈએ. આ સંબંધમાં તે કહે છે કેઃ–

"સદ્ગુરુ ચરન શરન ગ્રહે બિન, ભવ જલ સારો સો બહોત વિરાસે,
સદ્ગુરુ ચરન શરન ગ્રહે બિન, દાની કરન સંસે પરે સાંસે
સદ્ગુરુ ચરન શરન સોનારા, સ્વૈં હરિરૂપ કરે મન આસે".

આ સદ્ગુરુ શરણરૂપ પ્રથમ સાધન જે સાધી શકે છે તેને ગુરુ-દ્વારા હરિભજનનું બીજું સાધન મળે છે. અખો કહે છે કેઃ—

"મનસા વાચા કરમના હરિ ન ભજ્યો પ્રિય જાન,
અનંત વિષય રસમેં પચ્યો, પુની ગયો પસારે પાન."

જે મન વાણી અને કર્મ વડે હરિને પોતાના પ્રિય આત્મારૂપે જાણી જેણે ભજ્યો નહિ, પરંતુ અનેક પ્રકારના વિષયરસમાં રચી પચી રહ્યો તે મરતી વખતે હાથ પસારી જીવનનું ધ્યેય સાધ્યા વિના ચાલ્યો જાય છે. હરિને આત્મારૂપે ઓળખી ભજવામાં ગુરુનો અનુગ્રહ જરૂરનો છે. અખો કહે છે કે રામચંદ્ર જોકે વિષ્ણુના અવતાર હતા તોપણ પોતાના સ્વરૂપને ઓળખવામાં વસિષ્ઠ ગુરુનો તેમને આશ્રય લેવો પડ્યો હતો. તો કર્મબંધનને વશ વર્તનારા જીવનો ગુરુઅનુગ્રહ વિના ઉદ્ધાર શી રીતે થાયઃ–

"અચ્યુત ગોત્ર જન રામકા, હંસ બરન હરિરૂપ
ગુરુ ગોવિંદ જબહી મિલ્યા, તબ હી ભયા તદ્રૂપ."

અખાના અભિપ્રાય પ્રમાણે સદ્‌ગુરુચરણશરણ અને હરિભજન–એ બે સાધન સાધનારને જ્ઞાનની ઉત્પત્તિમાં ઉંચા વર્ણમાં જન્મ હોવોજ જોઈએ, એવો નિયમ નથી. આ બે સાધન જો સધાય તો હરિજનને જ્ઞાનવડે હરિરૂપ બનવામાં જાતિનો પ્રતિબંધ નથીઃ—

"ચમાર જુલાહા નાઈધુનીઆ, દાદુ રે દાસ, સેના કબીરાઈ
રામ સોનારા, અગ્નિ કીસીકી જવાલા, મધ્ય પડ્યો સો કીનો અપનાઇ."

આ કવિતામાં કહ્યા પ્રમાણે ચમાર, હજામ, દાદુ, ખાટકી, સોની મહંતો વર્ણવ્યા છે. તે સર્વ જેમ અગ્નિની જ્વાલામાં નાખેલો પદાર્થ અગ્નિમય થઈ જાય છે તેમ હરિમાં તન્મય થયેલો હરિરૂપ બને છે. પરંતુ ભક્તિ-જન્ય હરિપણાનું જ્ઞાન તે કંઈ આવેશરૂપ નથી, પરંતુ સાચો અનુભવ છેઃ—

સર્વાતીત સબજા વિષે, સબ સમેત અબ શૂન્ય
સ્વેં સ્વરૂપ સ્ફુરન ભયો, નાહીં જ્ઞાન નહિ ન્યૂન.

આ અનુભવબળથી "જહાં પરપંચ તહાં પુરુષોત્તમ" એ પ્રકારે દૃષ્ટિનો પલટો થાય છે. આ જગતૂમાં હરિભાવ પ્રકટ થયા વડે જે દિવ્ય દૃષ્ટિ ઉઘડે છે તેના સંબંધમાં અખો લખે છે કેઃ—

જો દિવ્ય દૃષ્ટિ દીની ગુરુ દેવને, તો બ્રહ્મ સોનારા સબેંહી રૂખે.

વિશ્વમાં હરિની દૃષ્ટિ ઉઘડવાથી, "નરનર મધ્યે નારાયન નિરગુન" જણાય છે, અને પંચભૂતવાળાં શરીરમાં પંચાતીત અલક્ષ પ્રભુ લક્ષમાં આવે છે. જેઓ સમજણ વિનાની એટલે જ્ઞાન વિનાની કેવળ આવેશવાળી ભક્તિ સેવે છે તેઓ ખલજ્ઞાની થાય છે, પણ શુદ્ધ જ્ઞાની બનાતા નથી. સંસાર ખલજ્ઞાનીવડે ઠગાય છે, અને શુદ્ધ જ્ઞાનીને ઓળખી શકતો નથી. અખો આગળ જતાં જણાવે છે કેઃ—

"એહ સૂઝકી બૂઝ સમજસેં ન્યારી, કૃતકી બૂજ અગાહેં જ્યું થોરી"

સાચી સૂઝ અથવા સમજણની બૂઝ અથવા ઓળખ કરવી એ એક ન્યારી કળા છે.

આવા હરિભક્તના જીવંત શરીરમાં પરબ્રહ્મ પરોક્ષ છતાં અપરોક્ષ થાય છે. એ "સંતપ્રિયા" પ્રકરણના પહેલા વિભાગનું તાત્પર્ય અખો વર્ણવે છે. બીજા ત્રણ મુદ્દાઓ "સંતપ્રિયા"ના બાકીના ખંડ મળ્યા વિના આપણે ચર્ચી શકીએ એમ નથી.

## (૨) બ્રહ્મલીલા

**"બ્રહ્મલીલા".** હિંદી ભાષામાં રચેલું આ "બ્રહ્મલીલા" નામનું નાનું પ્રકરણ આઠ ચોખરા અને આઠ છંદોમાં ગોઠવાયલું છે. બ્રહ્મ અથવા હરિ નામનો હીરો શી રીતે મેળવવો તેનું પ્રતિપાદન આ પ્રકરણનો વિષય છે.

બ્રહ્મસ્વરૂપ નિરંજન અને સાંજન એમ બે પ્રકારનું છે. તેમાં નિરંજન એટલે કાજળ વિનાના દીપક જેવું બ્રહ્મસ્વરૂપ કાળ, કર્મ, અને માયાની મેશ વિનાનું છે. તે નિરંજન બ્રહ્મચૈતન્ય પ્રણવ અથવા ઓંકાર શબ્દના પૂર્ણ બિંદુભાવવડે લક્ષણ કરવા યોગ્ય છે. એ બિંદુભાવથી સહજ નીચલો ભાવ તે અર્ધમાત્રા પ્રણવની ગણાય છે. અને તે ત્રિગુણતત્ત્વવાળી માયા અથવા અજા (નહિ જન્મેલી) શક્તિ ગણાય છે. આ માયા, અજા, ત્રિગુણમયી પ્રકૃતિ તે નિરંજન બ્રહ્મચૈતન્યનું અંજન એટલે કાજળ જેવી છે, જેના સંબંધવડે પરમબ્રહ્મચૈતન્ય સગુણબ્રહ્મરૂપ ધારણ કરે છે. પરબ્રહ્મ અથવા નિરંજનબ્રહ્મ અર્ધમાત્રાથી સૂચવાતી માયાના અંજન વડે અપરબ્રહ્મ અથવા સગુણબ્રહ્મ બને છે. આ યોગ થયા પછી "અજા" કહેવાય છે. અનેક પ્રસૂતિના પ્રભાવને તે દેખાડી દે છે. અખાની પરિભાષામાં આ યોગ થયા પછી સગુણ બ્રહ્મ તે "સ્તુતિ પદારથ" એટલે ઉપાસના અથવા સ્તુતિ કરવા યોગ્ય ચૈતન્ય બને છે, અને અજામાયા તે દૃષ્ટ એટલે દેખાતા પદાર્થોની સ્વામિની એટલે અધ્યક્ષ બને છે. આ વિશ્વની સ્ફૂર્તિ આ "સ્તુત્યપદાર્થ" અને "દૃષ્ટ પદાર્થની સ્વામિની" આ બેના અદ્‌ભુત સંબંધથી જેમ મેઘાડંબરમાં વિજળી ચમકે તેમ થાય છે.

"સગુણ બ્રહ્મ સો સ્તુતિ પદારથ, દૃષ્ટ પદારથ સ્વામિની,
અખા બ્રહ્મ ચૈતન્ય ઘનમેં, ભઈ અચાનક દામિની."

આ ચૈતન્યની વિજળીનો પ્રવેશ થયા પછી ત્રણ ગુણ મૂર્તિઓ–બ્રહ્મા–વિષ્ણુ–રુદ્રની તથા તેમની ત્રણ શક્તિઓ શી રીતે પ્રકટ થઈ; પંચભૂતોની

અને તેનાં કાર્યો કેવી રીતે પ્રકટ થયાં, સૂક્ષ્મ શરીરની અને સ્થૂળ દેહની સમષ્ટિમાં શી રીતે ઉત્પત્તિ થઈ વગેરે અધિદૈવ અને અધિભૂત સૃષ્ટિનું વર્ણન આવે છે. ત્યાર પછી અધ્યાત્મ એટલે જીવસૃષ્ટિ અને તેની ચોરાશી લાખ જાતિઓમાં મૂલ ચૈતન્યના અંશો કેવી રીતે પ્રસર્યા છે તે વર્ણવે છે. એક નાના સ્થૂળ શરીરમાં મોહ પામેલું ચૈતન્ય "પુરંજન" એટલે જીવપણાને પામ્યું. આ જીવત્વ પરમ સત્ય વસ્તુ નથી, તેમ મિથ્યા પદાર્થ પણ નથી. અખો સુંદર વાણીમાં જીવત્વનું લક્ષણ આપે છે:—

નાંહી મિથ્યા નાંહી સાચો, રૂપ ઐસો જીવકો,
જન્મ મરણ ઔર ભ્રમન સંશય, ચલ્યો જાઈ સદૈવકો.

પરંતુ જૂઠો નહિ અને સાચો નહિ એવો ચિદચિદ્ગ્રંથિરૂપ જીવ પોતાની પીંડમાં રહેલા શુદ્ધ ચૈતન્યને મહાવાક્યના તાત્પર્યરૂપે સમજી જાણે તો જેમ ઈંડું ફુટતાં સુંદર કોમળ પંખી ઉડવાની શક્તિવાળું પ્રકટ થાય તેમ બ્રહ્મરૂપે વિલસે છે:—

જૈસે અંડ પિંડ ફુટે વિહંગા, ઔર રૂપ ભયો ઔર હી રંગા,
આગે અંડ મધ્ય ગંદા પાની, ચલન હલન તાકી કોમલ બાની.
બાની કોમલ અંગ ખેચર, ભૂચર ભાવના સબ ટરી,
તેસેં જંત પ્રસાદ ગુરુ તેં, અહંતા અપની ગિરી.

× × ×

આ બ્રહ્મભાવે પોતાને ઓળખનાર જીવ પૃથ્વી ઉપર રઝળતું ઈંડું નથી, પણ ખેચર એટલે આકાશમાં કોમલ અંગ અને વાણીથી ઉડનારૂં પ્રાણી બની જાય છે.

ખોહા ગયો બિચ બલ અજાકો, નાહી તેં ચેતન ભયો.
અંધા અચાનક નેન પાયો, દ્વંદ્વ બિચ તેં ટટ ગયો.
સ્તુતિ પદાર્થ નયન દેખ્યો, દૃષ્ટિ પદારથ ગયો વિલા.
મિટી દેહકી ભાવના અબ, સ્વયં ચૈતન વ્હે ચલા.

× × ×

કહે અખા એ બ્રહ્મલીલા, બડ ભાગી જન ગાયગો.
**હરિ હીરા અપને હૃદયમેં, અનાયસ સો પાયગો.”**

બ્રહ્મલીલાપ્રકરણમાં અખાની વેદાન્તશાસ્ત્રની ઉંડી સમજણ મધુર વાણીમાં સ્પષ્ટ થઈ શકે છે.

## ગુજરાતી કૃતિઓ

### (૧) પંચીકરણ

**“પંચીકરણ”** આ એકસોબે ચોપાઈવાળું પ્રકરણ વેદાન્તશાસ્ત્રની પંચીકરણ પ્રક્રિયાને લગતું છે. પંચીકરણ પ્રક્રિયાનો ઉપયોગ લયયોગમાં થાય છે. અને તેના વડે જીવાત્મા પરમાત્મા સાથેનું તાદાત્મ્ય અથવા એકપણું ઓળખી શકે છે. યોગના ચાર પ્રકારો છે:—

(૧) રાજયોગ, જેમાં જીવાત્મા અને પરમાત્માનો પ્રત્યક્ષ ચૈતન્યસંબંધ કરવાની યુક્તિ હોય છે; (૨) હઠયોગ, જેમાં જીવાત્મા પ્રાણાયામની પ્રક્રિયા વડે પરમાત્મા સાથેનો અભેદ સાધી શકે છે; (૩) મંત્રયોગ, જેમાં શબ્દ બ્રહ્મ અથવા ગુરુએ દીક્ષાના ક્રમથી આપેલા મંત્ર વડે જીવાત્મા પોતાનો અભેદ પરમાત્મા સાથે સાધી શકે છે; અને (૪) લયયોગ, જેમાં જીવાત્મા તાત્ત્વિક ચિંતન વડે પોતાના પિંડનાં તત્ત્વોનો બ્રહ્માંડના તત્ત્વોમાં લય સાધી પરમાત્મા સાથે અભેદભાવ મેળવે છે. આ લયયોગનો આધાર પિંડ–બ્રહ્માંડના વિવેક ઉપર રહેલો છે. એટલે જે તત્ત્વોમાંથી પિંડ ઘડાય છે તેજ તત્ત્વોમાંથી બ્રહ્માંડ ઘડાય છે. માત્ર તેની અશુદ્ધ કલાને લીધે જીવનો પિંડ અવિદ્યાનો પરિણામ બને છે, ત્યારે ઇશ્વરનો બ્રહ્માંડદેહવિદ્યાનો વિલાસ થાય છે, પિંડ અવિદ્યાનો પરિણામ બનવાથી તેમાં જે ચૈતન્ય આભાસરૂપે સ્ફૂરે છે તેને બંધ–મોક્ષ લાગે છે; બ્રહ્માંડદેહવિદ્યાનો વિલાસ હોવાથી તેમાં જે ચૈતન્ય આભાસરૂપે ઝળકે છે તે નિત્ય શુદ્ધ–બુદ્ધ–મુક્ત સ્વભાવવાળું હોય છે. આથી ચૈતન્યવસ્તુ એક સચ્ચિદાનંદ–ઘન પદાર્થ છતાં અવિદ્યાથી ઉપજેલા પિંડમાં બદ્ધ જીવ બને છે.

અને વિદ્યાની વિલસેલા બ્રહ્માંડમાં મુક્ત ઇશ્વર બને છે. બદ્ધજીવ, જો પિંડબ્રહ્માંડનો વિવેક કરી પોતાની અવિદ્યાજન્ય ઉપાધિઓને લયયોગવડે વિદ્યાજન્ય ઉપાધિમાં મેળવી શકે, તો તે ક્રમશઃ સાલોક્ય[1], સામીપ્ય[2], સારૂપ્ય[3], સાયુજ્ય[4], અને કૈવલ્ય[5],-એમ પાંચ પ્રકારના મોક્ષને ક્રમવડે સિદ્ધ કરી શકે છે.

પિંડ-બ્રહ્માંડનો વિવેક કરવામાં લયયોગીઓ પ્રણવને આલંબન તરીકે લે છે. આપણી નૈસર્ગિક શ્વાસપ્રશ્વાસની ક્રિયાથી પ્રકટ થતા ધ્વનિને સકાર અને હકારના યોગવાળો **सोऽहम्** શબ્દ કહે છે. તેમાં "તે ચૈતન્ય પરમેશ્વર હું છું"—એવો ભાવાર્થ આરોપી તે કુદરતી મહાવાક્ય (**सोऽहम्**)માંથી વ્યંજનવાળો ભાગ બાદ કરી જે કેવળ મૂર્ધભેદી શબ્દ શેષ રહે છે તેનું નામ ઓંકાર (ॐ). આ પ્રણવશબ્દ અથવા ઓંકાર એ પરબ્રહ્મનો વાચક શબ્દ છે. આ **શબ્દ**બ્રહ્મ, ચિંતનવડે, **અર્થ**બ્રહ્મ (પરમેશ્વર ચેતન)ને વ્યક્ત કરે છે. તેથી તેનું બીજું નામ અપરબ્રહ્મ પણ કહેવાય છે. પ્રણવની પરમેશ્વર ચેતન સાથેનો જીવનો અભેદ પ્રકટ કરવાની આ નૈસર્ગિક શક્તિને લીધે વેદાન્તશાસ્ત્રના જ્ઞાનયોગ અને ધ્યાનયોગમાં તેનો ખાસ આધાર લેવામાં આવે છે. આ પ્રણવના ઉદ્‌ભવની સમજ અખાએ પંચીકરણની ૯૦થી ૯૪ આંકવાળી પાંચ ચોપાઇમાં આપી છે. આ ચાવી વડે પંચીકરપ્રકરણ સમજવાનું છે.

પ્રણવ અથવા ઓંકારનો નાદબ્રહ્મ સર્વપિંડોમાં અને સર્વ બ્રહ્માંડમાં અવ્યક્તભાવે વ્યાપી રહેલો હોય છે. જ્યારે તે નાદ-બ્રહ્મ પ્રાણી પદાર્થોમાં અવ્યક્ત દશામાં હોય છે ત્યારે તે પ્રાણીપદાર્થમાં "શૂન્ય"તત્ત્વ ઉદય પામ્યું મનાય છે; જ્યારે તે પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચાર વાણીના ક્રમથી વ્યક્ત થતો ચાલે છે, ત્યારે તે નાદબ્રહ્મ જાગે છે. અખો કહે છે કેઃ-

"વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઉઠે ધૂન્ય"—
(ચોપાઈ-૪)

આ પ્રણવનાદ વડે શૂન્યતત્ત્વ સગર્ભ બની ભેદાય છે. અને તેની ત્રણ માત્રા **अकार, उकार, मकार** વડે આ દૃશ્ય જગત્ ઉગી નીકળે છે. આ વિશ્વનો ક્રમપૂર્વક જે પ્રણવોદ્ધારથી વિકાસ થાય છે, તેને અખો

લઈ જવો તેનું નામ લયયોગ. ત્યારે સૃષ્ટિપ્રક્રિયા સમજ્યા વિના લય-યોગની કળા હાથમાં આવતી નથી તે સહજ સમજાશે.

ઉપર જણાવેલા પ્રણવના બલથી જે અવ્યાકૃત બીજ ભેદાઈ તેનો તમોભાગ છૂટો પડે છે તેમાંથી પંચભૂતોની આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી એ રૂપે ક્રમશઃ ઉત્પત્તિ થાય છે. અને આ તત્ત્વો પિંડના અને બ્રહ્માંડનાં ઘટકાવયવો બને છે. પિંડમાં આ પંચભૂતનાં પરિણામો કેવી રીતે થાય છે તે છવ્વીસ તત્ત્વોની ગણના કર્યા પછી સમજાવે છે. નીચેના કોષ્ટકથી તેની સમજણ પડશેઃ—

| પૃથ્વીભૂત (કઠિનતાધર્મ) | જલભૂત ( ) | તેજભૂત (દાહકધર્મ) | વાયુભૂત (પ્રસારણધર્મ) | આકાશ (અવકાશ-ધર્મ) |
|---|---|---|---|---|
| ૧ નાડીસમૂહ | ૧ શુક્ર | ૧ ક્ષુધા (ભૂખ) | ૧ શ્વાસોચ્છ્વાસ | ૧ શબ્દનો ઉદય |
| ૨ માંસ | ૨ શોણિત | ૨ પિપાસા (તરસ) | ૨ નાડીવેગ | ૨ શબ્દગ્રહણ |
| ૩ હાડકાં | ૩ સ્વેદ-લાળ | ૩ કામ | ૩ હેડકી | ૩ દેહની અંદર પોલાણ |
| ૪ રોમ | ૪ મૂત્ર-આંસુ | ૪ ક્રોધ | ૪ છીંક | ૪ પાકવિમર્દન (પકવી છૂટું પાડવું) |
| ૫ ચામડી | ૫ કફ | ૫ આલસ્ય | ૫ બગાસું | ૫ નાશ |

આ પંચભૂતનો ઘટકાવયવોથી આપણો સ્થૂલ પિંડ રચાય છે. અને તેમાં ઇંદ્રિયો, તેના વિષયો, અને તેને ભોક્તા પ્રતિ લઈ જનારા અધિષ્ઠાતા દેવોની ગોઠવણ નીચે મુજબ બને છેઃ—

| ઇન્દ્રિયો | વિષય | અધિષ્ઠાતા દેવ |
|---|---|---|
| ૧ શ્રોત | ૧ શબ્દ | ૧ દિગ્દેવતા |
| ૨ ત્વક્ | ૨ સ્પર્શ | ૨ વાયુદેવતા |
| ૩ ચક્ષુ | ૩ રૂપ | ૩ સૂર્યદેવતા |
| ૪ જિહ્વા | ૪ રસ | ૪ વરુણદેવતા |
| ૫ ઘ્રાણ (નાસા) | ૫ ગંધ | ૫ પૃથ્વીદેવતા |

| | | |
|---|---|---|
| ૧ વાક્ (મુખ) | વાણી | સરસ્વતી |
| ૨ પાદ (પગ) | ગતિ | વિષ્ણુ |
| ૩ પાણિ (હાથ) | ગ્રહણ | ઇન્દ્ર |
| ૪ પાયુ (ગુદ) | મલવિસર્જન | મૃત્યુ |
| ૫ ઉપસ્થ (જનનેન્દ્રિય) | પ્રજોત્પત્તિકર્મ | પ્રજાપતિ |

| | | |
|---|---|---|
| ૧ મન | મનન | ચંદ્ર |
| ૨ બુદ્ધિ | બોધ | બ્રહ્મા |
| ૩ ચિત્ત | ચિંતન | વિષ્ણુ (બહુનામી) |
| ૪ અહંકાર | અહંભાવ | રુદ્ર ("શેષ" દેવ) |

ટિપ્પણીઃ—"શેષ" એટલે શેષનાગ નહિ પણ બાકીનો ત્રીજો દેવ સમજવો.

આપણા પિંડમાં ચાર દેહો હોય છેઃ—(૧) સ્થૂલદેહ, (૨) સૂક્ષ્મદેહ, (૩) કારણદેહ, (૪) મહાકારણદેહ, તેમાં સ્થૂલદેહ ઉપર કહેલાં પંચભૂતોનાં પંચીકૃત અણુઓ વડે, પાંચ જ્ઞાનેન્દ્રિયો વડે, પાંચ કર્મેન્દ્રિયો વડે—એમ પંદર તત્ત્વોના અંશોવડે બનેલો છે.

સૂક્ષ્મદેહનાં ઘટક તત્ત્વો પાંચ તન્માત્રાઓ અને ચાર અંતઃકરણ મળી નવ તત્ત્વો હોય છે.

કારણદેહનાં ઘટક તત્ત્વને ચૈતન્યમાત્રા કહે છે.

મહાકારણદેહ તે ખરી રીતે આપણું કૈવલ્ય એટલે બાકી રહેલું શુદ્ધ ચૈતન્યરૂપ છે. અને તેને ખરી રીતે દેહસંજ્ઞા આપવી યોગ્ય નથી. પણ ત્રણ દેહની સરખામણીમાં તે સ્વરૂપને ચોથા દેહનું માત્ર નામ આપવામાં આવે છે.

આ પ્રમાણે સ્થૂલ + સૂક્ષ્મ + કારણ + મહાકારણ મળી છવ્વીસ
૧૫ + ૯ + ૧ + ૧
તત્ત્વો વડે આપણે દેહાભિમાની ઘડાયા છીએ. તેમાં છેલ્લું તત્ત્વ તો મહાવિષ્ણુથી જૂદું નથી, જો કે જૂદું હોય તેવું ભાસે છે.

## બ્રહ્માંડવિવેક

જેવી રચના પિંડની છે, તેવી રચના બ્રહ્માંડની છે. તફાવત એટલો છે કે પિંડાભિમાની દેહ પંચીકૃત મહાભૂતનો બનેલો છે, ત્યારે બ્રહ્માંડાભિમાનીનો દેહ અપંચીકૃત પંચમહાભૂતોનો બનેલો છે. પંચીકૃત પંચમહાભૂતની પ્રક્રિયા સમજવાની જરૂર છે:—

પંચભૂતના પ્રત્યેક ભૂતના અણુના ૧/૨ અડધા ભાગ સાથે બીજા ચાર ભૂતના ૧/૮ જોડવાથી જે મિશ્ર અણુ ઉત્પન્ન થાય તે અડધા ભાગવાળા ભૂતના પ્રાધાન્યવાળું તે તે ભૂતનું પંચીકૃત પરમાણુ કહેવાય છે. ઉદાહરણ તરીકે શુદ્ધ પૃથ્વીતત્ત્વના અણુના ૧/૨ ભાગ સાથે જળ, તેજ, વાયુ, આકાશનો પ્રત્યેકનો ૧/૮ ભાગ સંમિશ્ર થાય તો એક પંચીકૃત પૃથ્વીનું પરમાણું બને તેમાં પૃથ્વીના અંશનું પ્રાધાન્ય અને બાકીનાં ચાર ભૂતોનું ગૌણપણું હોય છે. તેવી રીતે બીજાં ભૂતોનું પણ સમજી લેવું.

અખાના અભિપ્રાય પ્રમાણે જીવની સ્થૂલ કાયા પંદર તત્ત્વોથી બનેલી છે, અને તેમાં પંચીકૃત પંચભૂતનાં પરમાણુઓ કામમાં આવે છે, ત્યારે ઇશ્વરની કાયા અપંચીકૃત પંચભૂતોમાંથી ઘડાયેલી હોય છે:—

> સત્તર તત્ત્વની ઇશ્વર કાય, [૫]પંચ પ્રાણ [૧૦] દશ ઇન્દ્રિય થાય,
> [૧]મન [૧]બુદ્ધિ સહિત સત્તરે તત્ત્વ, સૂત્રાત્માનું તેમાં સત્ત્વ.
> અપંચીકરણ ઇશ્વરનો દેહ, પંચીકરણ જીવ જે તેહ,
> પંચીકૃતનું જીવ શરીર, [૫]પંચભૂત, [૧૦]દશમાંહી સમીર.
> [૫]કર્મેન્દ્રિય [૫]જ્ઞાનેન્દ્રિય જ્ઞાન. [૫]પંચ વિષય તન્માત્રા ભાન,
> [૧]મન [૧]બુદ્ધિ [૧]ચિત્ત [૧]અહંકારને [૧]માય, ચૌદે દેવ તેનો અધિરાય.
> સર્વ મળી ચાલે પરચાર..............................

આ પ્રમાણ ઇશ્વરનો સચેતન દેહ અપંચીકૃત તત્ત્વોનો ઘડાયેલો તેમાં સત્તર તત્ત્વવાળા હિરણ્યગર્ભ અથવા સૂત્રાત્મા વડે તે જગતનું તંત્ર ચલાવે છે; ત્યારે જીવનો સચેતન દેહ પંચીકૃત ભૂતનો બનેલો [૧૦]પ્રાણ, [૫]કર્મેન્દ્રિય, [૫]જ્ઞાનેન્દ્રિય, [૫] તન્માત્રા (શબ્દાદિ), [૪]અંતઃકરણ, [૧]માયા (અવિદ્યા) મળી ૩૦ તત્ત્વો અધ્યાત્મમર્યાદામાં ઘડાઈ દસ બાહ્ય કરણો

(૫+૫) અને ચાર અંતઃકરણોના ચૌદ અધિદૈવ સત્તાનાં ઉપકાર વડે કર્મના બલને અનુસાર દેહયાત્રા ચલાવે છે. જીવની દેહયાત્રા ચલાવનાર ઉપાધિઓનું પુનઃ પંચકોશરૂપે વર્ગીકરણ થાય છેઃ—(૧) અન્નમય કોશ, એટલે પંચભૂતનાં પરમાણુથી રચાયેલો પ્રત્યક્ષ અન્નથી પોષાતો દેહ, (૨) તેના ભીતરમાં રહેલો પ્રાણમય કોશ, જેમાં પાંચ અથવા દશ પ્રાણો અને પાંચકર્મેન્દ્રિયોનો સમાસ થાય છે, લૌકિક જીવનનો નિર્વાહ અને બલશક્તિનો પ્રભાવ આ કોશ વડે થાય છે; (૩) મનોમયકોશ, જેમાં પાંચ કર્મેન્દ્રિયો અને મનનો સમાસ થાય છે, જે વડે જીવની ક્રિયાશક્તિનું યંત્ર ચાલે છે; (૪) વિજ્ઞાનમયકોશ, જેમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો અને બુદ્ધિનો સમાસ થાય છે, જે વડે જીવની જ્ઞાનશક્તિનું યંત્ર ચાલે છે; અને (૫) આનંદમયકોશ, જેમાં જીવત્વનો નિર્વાહ કરનાર માયા અથવા અવિદ્યાનું અણુચૈતન્યની છાયાવાળું હોય છે, જે વડે ઢંકાયેલી અવસ્થાવાળું આપણું આનંદરૂપ જળવાયાં કરે છે.

સચ્ચિદાનંદબ્રહ્મનાં ત્રણ વિશેષણો પૈકી સદ્ વિશેષણ જીવના અન્નમય અને પ્રાણમયમાં સ્પષ્ટ થાય છે. ચિદ્ વિશેષણ મનોમય અને વિજ્ઞાનમયમાં પ્રકટ થાય છે. અને આનંદ વિશેષણ ઢંકાયેલા રૂપે આનંદમય કોશમાં વળગેલું રહે છે.

આ પ્રમાણે બ્રહ્માંડના અભિમાની ઈશ્વર અને પિંડના અભિમાની જીવની કાર્ય (દેહ અને કરણોની (ઇન્દ્રિયોની) ઉપાધિઓ લગભગ સમાન વ્યાપારવાળી છે, જો કે ઈશ્વરની ઉપાધિ શુદ્ધ દ્રવ્યમાંથી પ્રકટેલી હોવાથી તેના સર્વજ્ઞતા વગેરે ધર્મો વ્યક્ત રહે છે. અને જીવની ઉપાધિ મલિન દ્રવ્યમાંથી ઉપજેલી હોવાથી તેની જ્ઞાન, ઇચ્છા, અને ક્રિયાશક્તિઓ ઢંકાયેલી અને ઓછા બળવાળી હોય છે. તોપણ મૂલ ચેતન એકરસ બંનેની પીઠમાં હોય છે. અને તે સાથે બંનેની ઉપાધિમાં જે ચિદાભાસ પડે છે તે પણ સમાન બળેજ પડે છે. જેમ સૂર્યચંદ્રના આભાસો જળદર્પણ વગેરેમાં સમાનવેગથી પડે છે, છતાં ઉપાધિની શુદ્ધિ અશુદ્ધિને અનુસાર આભાસની સ્ફૂર્તિ ન્યૂનાધિક પડે છે. જીવચેતન ને ઈશ્વરચેતનદ્વારા મોક્ષ થવાનો ક્રમ છે. આ કારણથી મોક્ષની ક્રમપદ્ધતિ અખો નીચે પ્રમાણે સમજાવે છેઃ—

| જીવ ચેતનની સંજ્ઞા | જીવચેતનની ઉપાધિઓ | જીવચેતનની અવસ્થાઓ | ઈશ્વર ચેતનની સંજ્ઞા | ઈશ્વર ચેતનની નવી ઉપાધિઓ | ઈશ્વર ચેતનની નવી અવસ્થાઓ | બંનેનું સામ્ય થાય તો કેવા પ્રકારનો મોક્ષ પ્રકટ થાય |
|---|---|---|---|---|---|---|
| વિશ્વ | સ્થૂલ શરીર (પિંડ) (અન્નમય-પ્રાણમય) | જાગ્રત્ (નેત્રમાં અભિવ્યક્ત, | વિરાટ્ (વિષ્ણુ) | સ્થૂલ બ્રહ્માંડ જુઓ ચોપાઈ શરીર ૯૫-૯૬ | સૃષ્ટિ કાલ | સાલોક્ય મોક્ષ |
| તૈજસ | સૂક્ષ્મ શરીર—(મનોમય-વિજ્ઞાનમય) | સ્વપ્ન-કંઠમાં અભિવ્યક્ત | હિરણ્યગર્ભ સૂત્રાત્મા બ્રહ્મા | સૂક્ષ્મ-બ્રહ્માંડ શરીર | સ્થિતિકાલ | સામીપ્ય-મોક્ષ |
| પ્રાજ્ઞ | કારણશરીર (આનંદમય) | સુષુપ્તિ (હૃદય) | માયાઉપહિત ઈશ્વર (રુદ્ર) | બ્રહ્માંડનું કારણ-શરીર | લયકાલ | સારૂપ્ય-મોક્ષ |
| સાક્ષી (તુરીય) | મહાકારણશરીર | નિર્વિકલ્પસમાધિ અથવા સહજ-સમાધિ | પરબ્રહ્મ (મહેશ્વર) | માયાશરીર (અવ્યાકૃત) | તિરોધાન અનુગ્રહ—ભૂમિકા (અખાએ સ્પષ્ટ કરી નથી) | સાયુજ્ય-મોક્ષ |

તુરીયાતીત "જીવેશ્વર કહેવા નવ રહ્યો, ત્યારે અપંચીકૃત પારે ગયો"—
કૈવલ્યમોક્ષ એ પ્રપંચી કીધો સમાળ, સદા નિરંતર છે તે સાવ.
(ચોપાઈ) ૮૦

ટિપ્પણી—આ અવસ્થામાં જીવ-ઈશ્વરભેદનો અંશમાત્ર પણ રહેતો નથી. પિંડ-બ્રહ્માંડનો લય યોગવડે જે અભેદ અનુભવ સિદ્ધ કરી આ છેલ્લા મોક્ષને જીવતી અવસ્થામાં સિદ્ધ કરી શકે તેનું વર્ણન "પંચીકરણના" અંતમાં અખો કરે છે:—

વેદતાણાં વચનો છે એહ, નિઃસંદેહ થાય સમજે તેહ,
જીવન્મુક્ત તે તેનું નામ, જેણે સંભાળ્યું મૂળગું ધામ.
નહિ અવતરીઆ સરખો તેહ, જેણે એમ ન સંભાળી દેહ,
મુક્તિબંધનું નહિ અભિમાન, જ્યાં જ્ઞાતા નહિ જ્ઞેય ને જ્ઞાન.
ત્રિપુટીરહિત તે છેજ અવાચ્ય, "**तत्त्वमसि**" પદ શોધ્યું સાચ્ય.
શાસ્ત્રારથ તેણે પામ્યું જ્ઞાન, આત્માનું ભવ હતું વિજ્ઞાન.
મહાપદમાં કલ્પ્યું એ દ્વૈત, તે સમજ્યાથી થયું અદ્વૈત,
**अहंब्रह्म** તે શબ્દજ વિના, એ સમજે અખા વેત્તા આપના.
(નોટ—પંચીકરણ સાથે ગુરુશિષ્ય સંવાદનો ભૂતભેદખંડ વાંચવો).

## (૨) ચિત્તવિચારસંવાદ

આ પ્રકરણ પિતા—પુત્રસંવાદરૂપે પણ ગણાય છે. તેમાં ચિત્ત એ પિતા છે. અને વિચાર એ પુત્ર છે. વિચાર વડે ચિત્ત પ્રબુદ્ધ થાય છે અને પોતાના શુદ્ધ ચિન્મયસ્વરૂપને ઓળખતું થાય છે. વેદાન્તશાસ્ત્રની આત્મપ્રબોધની પ્રક્રિયાવડે વિચાર (પુત્ર) ચિત્ત (પિતાને) સમજણ આપે છે, અને ચિત્ત છેવટે કહે છે કે:—

મારો મુજમાં હવો સમાસ, તુજદ્વારા હવે હવો પ્રકાશ;
હવે રહી નહિ પૂછવા વાત, જેમ છે તેમજ છે સાક્ષાત. ૪૧૧
જ્યાં જેવો ત્યાં તેવો હું, એમજ સરખા હું ને તું,
અહંબ્રહ્મ તે સ્વે સાક્ષાત, સ્વે સ્વેમાં છે સઘળી વાત. ૪૧૨
તે માટે સુણ ચિત્ત વિચાર, તેને ન્હોયે ભવસંસાર,
દમાય નહિ તે દેહને વિષે, કહે અખો એમ સમજો સુખે. ૪૧૩

## (૩) ગુરુશિષ્યસંવાદ

આ પ્રકરણના ચાર ખંડ છેઃ—(૧) ભૂતભેદખંડ, (૨) જ્ઞાનનિર્વેદ ખંડ, (૩) મુક્તમુમુક્ષુ લક્ષણખંડ, અને (૪) તત્ત્વજ્ઞાન નિરૂપણખંડ.

અખાના તત્ત્વચિંતનનું સ્વતંત્ર નિરૂપણ કરવાના પ્રસંગે આ પ્રકરણ આપણે આધારરૂપે લઇશું.

## (૪) અનુભવબિંદુ

આ પ્રકરણ મને લાગે છે કે અખાના શ્રવણ, મનન, નિદિધ્યાસનના ફલરૂપે છે. તેમાં છત્રીસ છપ્પામાં અખાએ બ્રહ્માત્મઅનુભવ કેવો હોય છે, અને તેની ખુમારી કેવી રહે છે તેનું વર્ણન છે. ચાર છપ્પામાં ફલસ્તુતિ છે અને એકંદર ૪૦ છપ્પા છે.

"એ છપ્પા છત્રીસ, દીસે છે મર્મની સાનો,
ચાર કહ્યા ફલસ્તુતિ, વેશ તે બ્રહ્મદશાનો."

આ પ્રકરણને "બિંદુ" નામ આપવામાં અખાએ પ્રાચીન ઉપનિષદોનાં નામનું અનુકરણ કર્યું છે. અથર્વવેદનાં કેટલાંક ઉપનિષદોમાં અમુક વિષયનું એકીકરણ કરી ગંભીર અર્થ ટુંકામાં જણાવે છે તેવાં ઉપનિષદોને બિંદુ—એટલે કેન્દ્રભાવને પામેલો વિચાર—એવું નામ આપવામાં આવે છે, જેમકે ધ્યાનબિંદુ, અમૃતબિંદુ, નાદબિંદુ. પાછળના વેદાન્તશાસ્ત્રનું તાત્પર્ય જેમાં એકત્ર થયું છે એવા શંકરાચાર્યની "દશશ્લોકી" ઉપરની મધુસૂદન સરસ્વતીની ટીકાને "સિદ્ધાન્તબિંદુ" કહે છે. અખાએ શ્રવણકાળે આ ગ્રંથોનાં નામ સાંભળેલાં તે ઉપરથી પોતાના પ્રકરણને "અનુભવબિંદુ" એવું નામ આપ્યું જણાય છે. બિંદુ એટલે ટપકું એ અર્થમાં નહિ. પરંતુ ગંભીરવિચારનું જ્યાં એકીકરણ છે, એવો ગ્રંથ એમ સમજવાનું છે.

## (૫) અખેગીતા અને (૬) કૈવલ્યગીતા

આ બે પ્રકરણો પૈકી પહેલી ગીતા અખાની પરિપક્વ બુદ્ધિનું ફલ છે. બીજી "કૈવલ્યગીતા" એ નાનું આશાવરી રાગ ૨૪ કડીનું પ્રકરણ છે.

અખેગીતાની રચના ૪૦ કડવાં અને દસ પદવાળી જણાય છે. અખો પોતે

"બારે ઉણાં પાંચસે છે, અખેગીતાનાં ચરણ,
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરૂં શરણ."

એમ કહી ૫૦૦ બાદ ૧૨=૪૮૮ કડીઓનો તે ગ્રંથ જણાવે છે, તેની ધારેલી રચના પ્રમાણે

| | | |
|---|---|---|
| ૪૦ કડવાં × ૧૧ ચરણો | = | ૪૪૦ |
| ૧૦ પદ × ૪ ... | = | ૪૦ |
| પદ છેલ્લું ૧૧ મું × ... | = | ૮ |
| | | ૪૮૮ |

આ પ્રમાણે ચરણોની ગણુના થવી જોઈએ. પ્રસિદ્ધ પાઠ પ્રમાણે

| | | |
|---|---|---|
| ૩૯ કડવું × ( ૧૦ + ૧ ) | = | ૪૨૯ ચરણો |
| ૧ કડવું × ( ૧૧ + ૧ ) | = | ૧૨ |
| ( ચાલીસમું ) | | |
| પદ ૧૦ | = | ૪૫ |
| (૪+૪+૫+૪+૩+૫+૪+૪+૪+૮ | = | ૪૫) |
| | | ૪૮૬ |

બે ચરણોનો તફાવત પડે છે. સસ્તા સાહિત્યની બીજી આવૃત્તિનાં પદો "અખેગીતા"માંથી છૂટાં પાડી પદોના સંગ્રહમાં લીધાં છે. તે યોગ્ય થયું નથી. આથી મૂલગ્રંથનું રૂપ બગડે છે, અને પ્રકરણનું તાત્પર્ય નક્કી કરવામાં અડચણ આવે છે. પ્રથમાવૃત્તિનો પાઠ અભ્યાસકે ઉપયોગમાં લેવો ઘટે છે. આ દસ પદો સસ્તા સાહિત્યકાર બીજી આવૃત્તિમાં પદોના સમૂહમાં "શીરૂઆતમાં આપ્યાં છે" એમ લખે છે. (ફુટનોટ પૃ. ૪૨)–પરંતુ આ ઉલ્લેખ ભૂલભરેલો છે. ખરી રીતે અખાની "અખેગીતા"માં અંતર્ગત થયેલાં પદો નીચેના અનુક્રમે પદોના સમૂહમાં છેઃ—

## (૭) છપ્પા

આ છપ્પાઓ અખાના ઘણા લોકપ્રસિદ્ધ છે. તેનું વિવેચન ૫-૪-૧૯૦૩માં મેં મારા સાક્ષરજયંતીના "અખો અને તેનું કાવ્ય" એ નિબંધમાં કર્યું છે. તેમાં ખાસ ઉમેરવા જેવું નથી. તેથી તે નિબંધમાંથી મારા વિચારો અત્રે ટાંકું છું:—

બોધપ્રધાન અખાની કવિતાનો મોટો ભાગ સાતસો છેંતાળીસ છપ્પામાં છે, અને ચુંમાળીસ અંગ પાડયાં છે. અખાએ આ છપ્પાને વ્યવસ્થાસર ગોઠવવાનો પ્રયત્ન કર્યો નથી; તોપણ તે છપ્પાઓ ભિન્નભિન્ન વખતે લખાયલા હોવાથી તથા પ્રસિદ્ધ કરવાનાં સાધનો તે સમયમાં હાલના જેવાં નહિ હોવાથી તેણે બુદ્ધિમાં કાંઈ વ્યવસ્થા ધારી હશે પણ તેનાથી તે પ્રકટ રૂપમાં મૂકાઈ નથી. અખાના અભ્યાસકને આ અંગોમાં વર્ણવાયલા વિચારો પ્રતિ લક્ષ આપતાં છપ્પાઓના નીચે પ્રમાણે ચાર વર્ગ પાડેલા જણાશે:—

પ્રથમ તો રૂઢ થયેલા સંપ્રદાયોના ધર્મના દોષોના ગ્રહમાંથી છૂટવા સારૂ તેણે કેટલંક અંગો રચ્યાં છે. આ અંગમાલાને આપણે દોષનિવારક

અંગ કહેશું. આ વર્ગમાં (૧) વેષનિંદા, (૨) આભડછેટનિંદા, (૩) સ્થૂલ-દોષઅંગ, (૪) પ્રપંચઅંગ, (૫) ચાનકઅંગ, (૬) સૂક્ષ્મદોષઅંગ, (૭) ચાણુકઅંગ (૮) ભાષાઅંગ, (૯) ખળજ્ઞાનીઅંગ, (૧૦) જડભક્તિઅંગ, (૧૧) સગુણભક્તિઅંગ, (૧૨) દંભભક્તિઅંગ, (૧૩) જ્ઞાનદગ્ધઅંગ, (૧૪) દશવિધજ્ઞાનીઅંગ, (૧૫) વિભ્રમઅંગ, (૧૬) કુટકળઅંગ.

બીજા વર્ગમાં બ્રહ્મવિદ્યાના સાધનોનું મુખ્યત્વે કરીને પ્રતિપાદન કરવામાં આવ્યું છે. આ વર્ગનું નામ ગુણગ્રાહકઅંગ વર્ગ આપણે આપીશું. તેમાં નીચેનાં તેર અંગોનો સમાસ થાય છેઃ—(૧) ગુરુઅંગ, (૨) સહજ-અંગ, (૩) કવિઅંગ, (૪) વૈરાગ્યઅંગ, (૫) વિચારઅંગ, (૬) ક્ષમાઅંગ, (૭) તીર્થઅંગ, (૮) સ્વાતીતઅંગ, (૯) ચેતનાઅંગ, (૧૦) કૃપાઅંગ, (૧૧) ધીરજઅંગ, (૧૨) ભક્તિઅંગ, (૧૩) સંતઅંગ.

ત્રીજા વર્ગમાં બ્રહ્મવિદ્યાના પ્રમેયો અર્થાત્ જાણવા યોગ્ય પદાર્થોનું તથા સિદ્ધાન્તોનું પ્રતિપાદન છે. આ વર્ગને સિદ્ધાન્ત પ્રતિપાદકઅંગ વર્ગ કહીશું. તેમાં નીચેનાં ચૌદ અંગોનો અંતર્ભાવ થાય છેઃ—(૧) માયાઅંગ, (૨) સૂઝઅંગ, (૩) મહાલસઅંગ, (૪) વિશ્વરૂપઅંગ, (૫) સ્વભાવઅંગ, (૬) જ્ઞાનીઅંગ, (૭) જીવઈશ્વર અંગ (૮) આત્મલક્ષઅંગ, (૯) વેષવિચારઅંગ, (૧૦) જીવઅંગ, (૧૧) વેદઅંગ, (૧૨) અજ્ઞાનઅંગ, (૧૩) મુક્તિઅંગ. (૧૪) આત્માઅંગ.

ચોથા વર્ગમાં બ્રહ્મવિદ્યાના ફલનું વર્ણન કરતાં દાખ્યો છે. આ ફલપ્રતિપાદક વર્ગમાં (૭) પ્રાપ્તિઅંગ અને (૨) પ્રતીતિઅંગનો સમાવેશ થઈ શકે છે.

અને ઉપરની પ્રથમ પ્રસિદ્ધ થયેલી છપ્પાની આવૃત્તિમાં એકંદર ૪૮ અંગો છે, અને છપ્પાઓની ગણત્રી ૬૩૯ કરી છે; જ્યારે સસ્તા સાહિત્યની આવૃત્તિમાં એકંદર ૪૫ અંગો છે અને છપ્પાઓ ૭૪૬ છે. સને ૧૮૫૨ની પ્રતમાં અંગો ( નં. ૨૬, ૪૦, ૪૧, ૪૨, ૪૪, ૪૫ ેનાં નામ નથી અને તે સાથે પંચીકરણના આરંભના ૨૩ છપ્પાને સ્વતંત્ર ૧૪મા અંગ તરીકે આપ્યા છે. પ્રસિદ્ધ પંચીકરણ તે સ્વતંત્ર પ્રકરણ છે

તેમાં ચોપાઈ છે, ત્યારે આમાં છપ્પાનું રૂપ આપ્યું છે. ખરી રીતે પંચીકરણ એક સ્વતંત્રજ પ્રકરણ છે, અને છપ્પામાં તેની ગોઠવણી ભૂલથી થયેલી જણાય છે.

## (૮) પદો

અખાનાં એકંદર ૧૫૨ પદોનો સમૂહ–સસ્તા–સાહિત્યની બીજી આવૃત્તિમાં છપાયો છે. જેમાં અખેગીતાનાં ૧૧ પદો પણ અંતર્ગત કર્યાં છે. છૂટક પદોનું બીજું સાહિત્ય સંતોની વાણીના સંગ્રહકાર અને પ્રકાશક ભગવાનજી મહારાજ પોતાના કહાનવા બંગલામાં છે એમ જણાવે છે. પરંતુ આ અપ્રસિદ્ધ ગ્રંથોની સૂચિ તૈયારી કરી પ્રસિદ્ધિમાં મૂકવામાં ન આવે ત્યાંસુધી તે સાહિત્યની સમીક્ષા થઈ શકે તેમ નથી.

## (૯) સોરઠા

સસ્તાસાહિત્યની બીજી આવૃત્તિમાં ૨૫૩ સોરઠા છાપેલા છે. પરંતુ આ સોરઠાનેજ ' અખાકૃત પરજીઆ " કહે છે. તેની એક લેખી પ્રત ગુજરાતવર્નાક્યુલર સોસાઇટી તરફથી મળી છે, તે શુદ્ધ છે. તેમાં એકંદર ૩૧૪ દુહા છે. એટલે ૬૧ દુહા પ્રસિદ્ધ આવૃત્તિમાં નથી. તે સાથે પ્રસિદ્ધ થયેલા સોરઠામાં ઘણે સ્થાને અશુદ્ધિ છે, અને તેથી અર્થનો ભ્રમ ઉત્પન્ન થવાનો સંભવ છે.

આ પ્રમાણે અખાની બે હિંદીભાષાની કૃતિઓ અને નવ ગુજરાતી ભાષાની કૃતિઓ પ્રસિદ્ધિને પામી છે. અખાની કૃતિઓ મૂલ પ્રતોના આધારે શુદ્ધ પાઠના નિર્ણયવાળી છપાવવાની ખાસ અગત્ય છે. આ કામ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અથવા વડોદરા રાજ્યના ખાતા તરફથી થશે એમ આશા રાખવામાં આવે છે.

# અખાનું અક્ષરજીવન

## (૩) (તેનું તત્ત્વચિંતન)

અખાની એકંદર મળી આવતી અગીઆર કૃતિઓ (બે હિંદી અને નવ ગુજરાતી)નું વિવેચન કર્યા પછી અખાના તત્ત્વજ્ઞાનની સમાલોચના

કરવાનું શેષ રહે છે. અખો પોતાને કવિ ગણતો નથી, પરંતુ જ્ઞાની ગણે છે. છપ્પાના કવિઅંગમાં અખો પોતેજ કહે છે કેઃ—

"જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણુ સૂર્યનાં કેમ વરણીશ,
શબ્દ તણો છેડો કેમ થાય, આકાશને કેમ તોળ્યું જાય.
એવું વચન અલિંગી તણું, અખા નહિ કોઈ પર આપણું."

આ દૃશ્ય જગત્‌ની પારના તત્ત્વને ચાર વર્ગના પુરુષો સ્પર્શ કરી શકે છેઃ—(૧) કવિજન, (૨) કલાવિદ્, (૩) સાધુ અથવા ભક્તજન, (૪) તત્ત્વજ્ઞ. જગત્‌ની પીઠમાં રહેલા અભૌતિક ભાવને **કવિજન** પ્રતિભા વડે જોઈ શકે છે, અને તે શબ્દદ્વારથી સુંદરરૂપે તે ભાવસૃષ્ટિને ઉત્પન્ન કરી સહૃદયજનને સમજાવી શકે છે. **કલાવિદો** લલિતકલાદ્વારા મૂર્તરૂપમાં અમૂર્તરૂપ ઓળખાવી શકે છે. **સાધુજનો** હૃદયની અત્યંત શુદ્ધિ વડે અને વીતરાગ ચિત્ત વડે સર્વ પ્રાણીઓના હૃદયના અંતર્યામી સ્વરૂપ સાથે સ્પર્શ કરી શકે છે. **તત્ત્વજ્ઞ** અથવા જ્ઞાની પુરુષ, શુદ્ધ વિવેકવાળી પ્રજ્ઞાના બળવડે જેવું છે તેવું અભૌતિક સ્વરૂપ ઓળખી શકે છે.

અખાને આપણે ચોથા વર્ગમાં મૂકી શકીએ. તેનામાં સાધુતા અથવા ભક્તિનો રંગ છે. પણ તેની મુખ્ય ચોટ તત્ત્વજ્ઞાન અથવા સમજણ અથવા "સૂઝ" ઉપર છે. વસ્તુની ઉંડી સમજણ અથવા અનુભવ તેણે જૂના બ્રાહ્મણોની પેઠે અધ્યયનદ્વારા અથવા હાલના જમાનાની વાચન-પદ્ધતિદ્વારા મેળવ્યો નથી. પરંતુ શ્રદ્ધાપૂર્વક વેદાન્તશાસ્ત્રના અનુભવી મહાત્મા બ્રહ્માનંદ પાસેના દીર્ઘકાળના શ્રવણ વડે મેળવી શક્યો છે. એનું શ્રવણ શાસ્ત્રના સિદ્ધાંતોનો અપચો કરે તેવું નથી. પરંતુ તેણે જેટલું સાંભળ્યું છે તેટલું તેણે મનમાં ઉંડું ઉતાર્યું છે. અને વિદ્યાના પક્વરસને તેણે મેળવ્યો છે. તે સાથે નિદિધ્યાસન વડે તેણે પોતાના નિશ્ચયો દૃઢ કર્યા છે. અને તે નિર્ભ્રાંત બ્રહ્મજ્ઞાનને મેળવી શક્યો છે. તેનું બહુશ્રુતત્વ તેના ગ્રંથોના અવલોકનથી સારી રીતે તારવી શકાય છે. મારી તારવણીથી મને લાગે છે કે તેણે નીચેના વેદાન્તશાસ્ત્રના ગ્રંથો સારી રીતે શ્રવણદ્વારા સમજી જાણ્યા છેઃ—

| ગ્રંથોનાં નામ | શ્રવણ કર્યાના અનુમાનના આધાર |
| --- | --- |
| ૧. યોગવાસિષ્ઠ | "અખેગીતા" કડવું, "અનુભવ બિંદુ." |
| ૨. દત્તગીતા | " ગુરુશિષ્ય સંવાદ. |
| ૩. મહાભારત–શાંતિપર્વ નારાયણખંડ | ગુરુશિષ્ય સંવાદ–બીજો ખંડ ૨૦. " –ત્રીજો " ૨૯. |
| ૪. ભગવદ્‌ગીતા | પદ ૩૦ છપ્પા ૫૨૨. |
| ૫. ભાગવત | ગુરુશિષ્ય સંવાદ–ખંડ ૩. પંચીકરણ, છઠ્ઠી ચોપાઈ, અનુભવબિંદુ. |
| ૬. પંચદશી | પંચીકરણગ્રંથ, પંચદશી, તાત્પર્ય નામનો ગ્રંથ, તેનો અપ્રસિદ્ધ ગ્રંથ છે. |
| ૭. આત્મપુરાણદ્વારા અથવ મૂલગ્રંથ શ્રવણદ્વારા બૃહદારણ્યક ઉપનિષદ્ (શતપથ બ્રાહ્મણનો ચૌદમો કાંડ) | અનુભવબિંદુ, ૩૩. છપ્પા ૫૭, ૫૦૫. ગુરુશિષ્ય સંવાદ–ખંડ ૨–૨૪. |
| છાન્દોગ્ય ઉપનિષદ્ (ઇન્દ્રવિરોચનઆખ્યાન તત્ત્વમસિ પ્રકરણ | ચિત્તવિચારસંવાદ ૧૩૪. ગુરુશિષ્ય સંવાદ–૪૬. |
| ૮. શંકરભાષ્ય | ગુરુશિષ્ય સંવાદ–૩જો ખંડ. |
| ૯. અધ્યાત્મરામાયણ | અખેગીતા, કડવું ૩. |
| ૧૦. પુરુષસૂક્તમ્ | છપ્પા ૭૩. |

તત્ત્વજ્ઞાનના મુખ્ય ત્રણ પ્રમેયો છેઃ—

(૧) જગતનું સ્વરૂપ, (૨) જગતના જાણનાર જીવનું સ્વરૂપ, અને (૩) તે બેના અધ્યક્ષનું અથવા તેની પીઠમાં રહેલી વસ્તુનું સ્વરૂપ. વેદાન્તશાસ્ત્રમાં આ ત્રણ પ્રમેયોને જગત્, જીવ અને ઇશ્વર કહે છે. તે શાસ્ત્ર અદ્વૈતવાદી છે. અને તે પણ ચેતનઅદ્વૈતનો સ્વીકાર કરે છે. આથી જીવ અને ઇશ્વરના અધિકરણમાં એકસમરસ ચૈતન્યમય તત્ત્વનો તે સ્વીકાર કરે છે; અને તેને બ્રહ્મતત્ત્વ કહે છે. તે તત્ત્વના સત્, ચિદ્, અને આનંદ

એવા ત્રણ સ્વધર્મો છે. તે પૂર્ણરૂપે એટલે વિશેષણરૂપે જે ચૈતન્યમાં ઝળકે છે તેને નિત્યસિદ્ધ ઈશ્વર કહે છે જેમાં તે અપૂર્ણ દશામાં અથવા ઢંકાયેલી દશામાં રહે છે. તેને તેઓ સંસારી જીવ કહે છે. જગત્ એટલે જીવના અનુભવમાં આવતું વિશ્વ કેવળ શૂન્ય નથી, પરંતુ વ્યવહાર સાધનાર સાચું છે. બ્રહ્મતત્ત્વના પરમાર્થસ્વરૂપ સાથે સરખાવતાં તે મિથ્યા ગણાય છે. તે જગત્ પરમેશ્વરની માયા વડે બ્રહ્મસ્વરૂપમાં વિવર્તરૂપે ભાસે છે, અને જીવને તે અવિદ્યા વડે સાચું છે એવો ભ્રમ થાય છે. આ જગત્ સાચું છે એવી દૃઢ ભાવનાને જીવચેતન સંસારી દશામાં કર્મના વિપાક અનુસાર જન્મજન્માંતર પામે છે; પરંતુ ભ્રમ નિવૃત્ત થતાં તે પોતાના શુદ્ધ રૂપને ઓળખે છે. તેથી જેમ લાંબું સ્વપ્ન અનેક કાળના રંગને દર્શાવતું છતાં જાગ્રત્ અવસ્થામાં એક ક્ષણમાં અળપાઈ જાય છે તેમ વ્યવહારસત્તાના અનાદિકાલના ભ્રમથી સંસારી જીવનો સંસારીપણાનો એટલે બદ્ધ દશાનો ભાવ સત્ય બ્રહ્માત્મજ્ઞાન વડે અળપાઈ જાય છે.

અખો પોતાના નિશ્ચયો ઘણા ગર્ભિત શબ્દોમાં સચોટ જણાવે છે.

### જગતનું લક્ષણ

૧ જગત્ નામ જગદીશજ તણું, જોયામાં કારણ છે ઘણું,
ચિત્ત સહિત જોતાં તો જગત્, ચિત્ત રહિત છે અવ્યક્ત.
૨ જો દીસે જગનાથ તો, જગત્ ન દીસે જન અખા.
કદળીસ્તંભ ઘણાં પડ વળે, વચમાંથી લુખો નીકળે.
૩ જગત્ કાતરો કેમ મહાભૂત, જે વડે રંગી તે અદ્ભુત,
અખા અરૂપી ઉગ્યો જોઈ, પૂર્વ પક્ષ ન કરશો કોઈ.
૪ પર કેતાં પરબ્રહ્મ હરિ, અને પંચ કેતાં પંચભૂત,
એ પ્રપંચનામ જૂઠા તણું, એમ પ્રકટ્યો વંધ્યાસુત.

ગુરુશિષ્યસંવાદ–પ્રથમ ખંડ, દોહરા ૩૩

### જીવનું લક્ષણ

૧ કર્મોપાધિ તણું નામ જીવ, કારણોપાધિ ઈશ્વર સદૈવ.

ગુ૦ શિ૦ સંવાદ ૩ ખંડ ચોપાઈ ૭

૨ વિદ્યામાં પડતો આભાસ, એટલે ઈશ્વર સર્વાવાસ,
અવિદ્યામાંહી પડયો આભાસ, એટલે હવો જીવ પ્રકાશ.
પંચીકરણ ૬૭.

૩ તું તો ચિત્ત ચિદ્દની છે લ્હેર, ચિદ્દ સાથે કંઈ નથી વેર,
જ્યારે સુરત ચાલી તુજ બ્હાર, ત્યારે તું કેવળ સંસાર.
તેજ સુરત જો પાછી શમે, આવી વસ્તુ પરાણે નમે
તું વિલાસ પ્રભુ ચેતનતણો, કાં તું રાખે ભાર આપણો.
ચિત્તવિચારસંવાદ ૭૧-૭૨.

૪ નાંહી મિથ્યા નાંહી સાચો, રૂપ ઐસો જીવકો
જન્મ મરનસોં ભ્રમનસંશય, ચલ્યો જાય સૈંદવકો
(બ્રહ્મલીલા ચો. ૨૫૬)

## ઈશ્વરલક્ષણ

૧ વેદાન્તે જે ઈશ્વર કહ્યો, તે જોવા નહિ કોઈ અળગો થયો,
તે ઈશ્વર છે સર્વાવાસ, જેણે સઘળો શબ્દવિલાસ.
ચિ૦ વિ૦ સં૦ ૮૪

૨ એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર ક્યાંની વાત.
(છપ્પા ફુટકળઅંગ ૬૨૮).

૩ અમૂર્તની મૂર્તિ આ સઉ, અણનામીનાં નામજ બહુ.
છપ્પા ૫૩૬.

૪ બહુ પગને બહુ પાણિ, બહુ નાસા ને બહુનેત્ર બહુ,
કરતા ન કરે કાણા, અંગ વિચરણ અળગાં અખા.
નીચથી અતિશે નીચ, આચાર તો નવ ઓસરે,
કર્મ અસંખ્યનો કીચ, તુંને ન લાગે ત્રીકમા.
સોરઠા ૨૨૨

૫ નર-નર મધ્ય નારાયણ નિર્ગુણ, સગુણ સો નારા ભેખ કહો હે
સંતપ્રિયા.

## (૪) અખાના તાત્ત્વિક સિદ્ધાન્તો

અખો માત્ર તત્ત્વચિંતકજ નહતો, પરંતુ તત્ત્વનિષ્ઠ અથવા બ્રહ્મનિષ્ઠ હતો. તેના સિદ્ધાંન્તો તારવવા હોય તો મુખ્યત્વે કરી તેના નીચેના ચાર ગ્રંથોનો આધાર લેવો પડશેઃ—

**[૧]ચિત્તવિચારસંવાદ** તથા **[૨]ગુરુશિષ્યસંવાદ.**

**[૩]અખેગીતા** તથા **[૪]કૈવલ્યગીતા.**

ઉપરના બે સંવાદો તથા અખેગીતાની રચના રચવામાં અખાએ વેદાન્તશાસ્ત્રના સંસ્કૃતમાં રચાયેલા પ્રકરણગ્રંથો તથા ભગવદ્ગીતાને સામા આદર્શરૂપે લીધાં જણાય છે. શંકરાચાર્યના **વિવેકચૂડામણિ, ઉપદેશસાહસ્રી** વગેરે પ્રકરણગ્રંથો ગુરુશિષ્યના સંવાદરૂપે છે, અને **ભગવદ્ગીતાગ્રંથ,** જે આપણા હિંદુ ધર્મના સનાતન સિદ્ધાન્તોને કલિયુગમાં યુગધર્મ તરીકે દર્શાવનાર કોઈ અપૂર્વ પ્રતિભામય ગ્રંથ છે તેનાં અનુકરણો સંસ્કૃતમાં લગભગ ચૌદ થયાં છેઃ—[૧]રામગીતા, [૨]ગણેશગીતા, [૩]શિવગીતા, [૪]દેવીગીતા, [૫]શક્તિગીતા, (દેવીગીતાથી જુદી છે), [૬]કપિલગીતા, [૭]અષ્ટાવક્રગીતા, [૮]અવધૂતગીતા, [૯]હંસગીતા, [૧૦]યમગીતા, [૧૧]પાંડવગીતા, [૧૨]સૂર્યગીતા, [૧૩]બ્રહ્મગીતા, [૧૪]અનુગીતા. આ સર્વ ગીતાઓમાં પૂર્ણાવતારી શ્રી કૃષ્ણના અનુભવોની જેવી સ્પષ્ટ સ્મૃતિ બિલકુલ નથી પરંતુ તે તે લખનારની અનુભૂતિની કંઈ કંઈ ઝાંખી માત્ર છે તેવી તે ઝાંખી પોતાના અનુભવની અખાએ પોતાની "અખેગીતા"માં દેખાડી છે. અખાના અનુયાયીઓ તેને **અક્ષયગીતા** નામ આપે છે; અને તેની લેખી પ્રતના અંતમાં **મહાવિદ્યા મોક્ષદાયિની** એવું વિશેષણ આપે છે. આ વિશેષણ વડે તે ગ્રંથનું તાત્પર્ય આપણે સમજી શકીએ એમ છે. તે ગ્રંથમાં સર્વ વિદ્યામાં મોટી બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ છે. અને તે પાંડિત્ય મેળવવા નહિ, પરંતુ પોતાના બંધની નિવૃત્તિ કરવા અર્થે છે. તે ગ્રંથનાં ચાલીસ કડવાં અને દસ પદમાં અખાએઃ—(૧) બ્રહ્મ અથવા હરિનું સ્વરૂપ, (૨) તેની ઉપાધિરૂપે બનેલી માયાનું રૂપ અને તેનાં પરિણામો, (૩) વૈરાગ્ય, ભક્તિ, અને જ્ઞાનરૂપ સાધનોનો વિચાર, (૪) જીવન્મુક્તિ, અને (૫) વિદેહમુક્તિનું વર્ણન

(૬) હરિગુરુ સંતની ભક્તિમાં સર્વ ગહન વિદ્યાની ચાવી છે, અને (૭) અદ્વૈતપદની નિષ્ઠા કેવી હોય:—એ સિદ્ધાન્તો સરલ ગુજરાતી ભાષામાં વર્ણવ્યા છે. મારા પૃથક્કરણ પ્રમાણે કડવાનું વિષયવર્ગીકરણ અને સંગતિ નીચે પ્રમાણે જણાય છે:—

| કડવું | વિષય | સંગતિ–પૂર્વાપર |
|---|---|---|
| | ઉપક્રમરૂપ કડવાં ૧–૨ | |
| ૧ | હરિગુરુ સંત સ્તુતિ. | મંગલાચરણ |
| ૨ | પ્રાચીન કવિઓ સાથે પોતાની નિકૃષ્ટતા પ્રથમખંડ (૩–૧૬) ( જગત–જીવ–વિષયક ) | હરિગુરુ સંતની કૃપા વડેજ તે પોતાનો અનુભવ જણાવે છે. એવી પૂર્વના કડવા સાથે સંગતિ છે. |
| | આત્મરૂપ હરિની ઓળખ | પ્રાચીનોએ હરિને આત્મારૂપે ઓળખ્યા હતા. અને જૂદા દેવરૂપે નહિ. |
| ૪ | હરિને આત્મારૂપે ન ઓળખવાથી જીવનો ભ્રમમય સંસાર ઉભો થાય છે. | હરિ માયા અને જીવની અવિદ્યાવડે જીવત્વ ઉભું થવાથી હરિને આત્મારૂપે ઓળખતો નથી. |
| ૫ | માયાનું સ્વરૂપ. | માયાનો ઉદય અને તેનો વિસ્તાર. |
| ૬ | માયા–અવિદ્યાનાં કામકર્મ અને ભવ એ પરિણામો. | માયા–અવિદ્યાના જીવ ઉપર થતાં પરિણામો. |
| ૭ | માયા બાહ્ય જગતનું પણ કારણ બને છે. | જીવની સૃષ્ટિ ઉપરાંત ઈશ્વરની સૃષ્ટિ પણ માયા વડે ઉભી થાય છે. |
| ૮ | માયાનો અંત થાય તો સૃષ્ટિ માત્રનો લય થાય. | જે નિમિત્તથી સૃષ્ટિ, તે નિમિત્ત અભપાતાં લય. |
| ૯ | માયા નિવૃત્તિના ઉપાયો વૈરાગ્ય–ભક્તિ–જ્ઞાન. | લય કરવાનાં કારણો શોધવાની સ્વાભાવિક અગત્ય ઉભી થાય છે. |

| | |
|---|---|
| ૧૦ ભક્તિ એક પંખિણી છે. તેની પાંખો જ્ઞાનવૈરાગ્ય છે. | સર્વ સાધનોમાં ભક્તિ એ અંગી છે અને વૈરાગ્ય અને જ્ઞાન એ અંગ છે. |
| ૧૧ આ ભક્તિ તે નિરાશી પ્રેમ-લક્ષણા અને સર્વાત્મભાવનારૂપ સમજવી. | લોકપ્રસિદ્ધ ભક્તિ કરતાં આત્મ-ભાવની લગનીવાળી ભક્તિ વિરહ-વેદનાવાળી સમજવાની છે. |
| ૧૨ આવી ભક્તિવડે જ્ઞાનનિષ્ઠા અને હૃદયપલટો થાય છે અને માયા શમે છે. | સાચી ભક્તિવડે નર નારાયણ બની જ્ઞાનનિષ્ઠ થાય છે. |
| ૧૪–૧૬ જ્ઞાનનિષ્ઠ – જીવન્મુક્ત મહાપુરુષનાં લક્ષણો અને મહિમા. | જીવન્મુક્તરૂપ ફલની સિદ્ધિ અર્થે આ હૃદયપલટાની અને અજ્ઞાનની નિવૃત્તિની જરૂર છે. |

## બીજો ખંડ (૧૭ થી ૨૩ પરબ્રહ્મવિષયક)

| | |
|---|---|
| ૧૭-૧૮ બ્રહ્મ વસ્તુ નિરૂપણ. | નારાયણ અથવા હરિરૂપે પોતાને ઓળખવાનું પ્રતિપાદન પ્રથમ ખંડમાં થયું; તે હરિનું શુદ્ધ રૂપ શું? |
| ૧૯ બ્રહ્મવસ્તુને આત્મરૂપે ઓળખ-નાર–ઈશ્વર, માયાજીવના ભેદ સમજાવી શકે છે. | નિર્ગુણનારાયણસ્વામીના પિંડમાં સગુણ બને છે. |
| ૨૦ સંસારનું નાટક શી રીતે ઉભું થાય છે અને સૂત્રધાર શી અળગો રહે છે? | સગુણરૂપે જગતનું નાટક સંસારરૂપે છે; નિર્ગુણભાવ તે મૂલપદે રહેવું. અથવા નાટકરસની સમાપ્તિ છે. |

૨૧ નાટકરૂપે અધ્યારોપ અને અવધિએ અપવાદ અથવા લય.

સંસાર કેવળ પ્રતીતિરૂપ છે. અને વસ્તુ બદલાતી નથી. એ નિર્ગુણપદના જ્ઞાનનું ફલ છે.

૨૨ અધ્યારોપ અને અપવાદનું રહસ્ય દૃષ્ટાન્તો દ્વારા સમજાય છે.

પ્રતીતિ અને લય શી રીતે વસ્તુ બદલાયા વિના થાય છે. તે સમજવું જરૂરનું છે.

૨૩ આવા અનુભવી-જ્ઞાનની ગતિ અકળ છે.

સમજનાર દુર્લભ છે. અને સામાન્ય જનને પ્રાપ્ત થતા નથી.

## ત્રીજો ખંડ (૨૪ થી ૨૮)

### શબ્દબ્રહ્મવડે પરબ્રહ્મપ્રાપ્તિ

૨૪ શબ્દબ્રહ્મ અથવા પ્રણવ દ્વારા બ્રહ્માનુભવ શી રીતે થાય છે.

બીજા ખંડમાં જે પરબ્રહ્મપદનું વર્ણન કર્યું હતું અપરબ્રહ્મ (ૐકાર) શી રીતે સાધન બને છે.

૨૫ શબ્દબ્રહ્મદ્વારા જ્યોતિર્મય અથવા જ્ઞાનમય બ્રહ્મની પ્રતીતિ.

શબ્દબ્રહ્મ સાધન છે; પરબ્રહ્મ સાધ્ય છે.

૨૬ પ્રણવના અવધિએ જે બિંદુ-ભાવ અથવા શૂન્યભાવ તેમાંથી શૂન્યવાદી અને બ્રહ્મવાદીના નિર્ણયો ઉભા થાય છે શૂન્ય એટલે જગત્ શૂન્ય થયા પછી પૂર્ણબ્રહ્મ કેવળ રહે છે—એ બ્રહ્મવાદીની ઉંડી સમજ છે.

શૂન્યવાદ અને બ્રહ્મવાદ અત્યંત નજીકના છે, પરંતુ તેના પાયામાં સિદ્ધાન્તનો ભેદ છે.

૨૭ સાચા શૂન્યવાદી કરતાં મિથ્યા-શૂન્યવાદી ભયંકર છે, કારણ

સાચા શૂન્યવાદી મિથ્યાશૂન્ય-વાદી કરતાં ચઢીઆતા છે. જો કે

| | |
|---|---|
| કે સાચા શૂન્યવાદી વિરાગી હોય છે; મિથ્યાશૂન્યવાદી સંસારની આસક્તિવાળા હોય છે. | બ્રહ્મવાદી કરતાં ઉતરતાં છે. |
| ૨૮ સદેહ છતાં વિદેહી બ્રહ્મવાદી. | દેહ દેખાતો ધારણ કર્યા છતાં વિદેહી સિદ્ધિ કેવી હોય છે. |

## ચોથો ખંડ (કડવા ૨૯ થી ૩૧)

### પરપક્ષમંડન તથા ખંડન

| | |
|---|---|
| ૨૯,૩૦,૩૧ ૭ દર્શનો ૭ ઉપદર્શનો પુરાણ વગેરેના મત મતાંતરો શું કહે છે. અને સત્ય સિદ્ધાન્તથી કેટલા આઘા છે ? | અનુભવી બ્રહ્મવાદી પરપક્ષના વિચારોનું સમાધાન શી રીતે કરે છે! |

## પાંચમો ખંડ (કડવા ૩૨થી ૩૫)

### (ગુરુભક્તિ)

| | |
|---|---|
| ૩૨–૩૫ હરિગુરુ–સંતની ભક્તિ વિના તત્ત્વજ્ઞાનનો ઉદય થતો નથી. | કેવલ પંડિતોવડે ધ્યેયજ્ઞેય બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી, પરંતુ અનુભવી સંતોની ભક્તિ અને તેમની કૃપા વડે દૃષ્ટિ ઉઘડે છે. |

## છઠ્ઠો ખંડ (૩૬થી ૩૯)

### અદ્વૈતનિષ્ઠા

| | |
|---|---|
| ૩૬–૩૯ અદ્વૈતપદની નિષ્ઠા શી રીતે બંધાય છે. | ગુરુભક્તિનું ફલ છે. |

## ઉપસંહાર (કડવું ૪૦)

### ફલસ્તુતિ

૪૦ આ પ્રમાણે ઉપક્રમ અને ઉપસંહારની એકવાક્યતા કરી મધ્યના ૭ ખંડોમાં અખો પોતાના તાત્ત્વિક સિદ્ધાન્તો સ્થાપવા માગતો

